તથા સ્વામી અને એ ત્રણે કુળને ઉજળાશ ચઢાવવા સારૂ કહેવા લાગી કે સ્વામીનો સાથ કરીએ વાત એવી રીતે ગઈ, પછી ગજાધિરાજનું પ્રભાતે સિધાવવુ થયે

गजनाद घणकार, तात झणकारत वामा,
महक महक वावलु डहक परताल ददामा,
अभगल भगल असो नसो तण घडी वरतायो,
जण वनितारो जूथ सयूह जातरा सिधायो
सो गंभीर नृप सतिया सहित, हा हसत मुख हँडली,
ले चल्यो अस्त पामण कजे, मयंक उडुगण मडली ३

અર્થ—વણુમાર શબ્દની ગર્જના થઈ તેવામા સરોદા વગેરેની તાતના ઝણુકાર થયા નાગાણી નોબતો ત્રહક ત્રહક વાગવા લાગી કરતાલા અને નગરા ડહક ડહક વાગ્યા અમગળિક સમે એવુ મગળિક થયુ તેવુ ઘડીએ વર્તાયુ અને જે સ્ત્રીઓનો જથ્થો રાજા સહિત જાનાએ ગયો તે વેળા ગભીર રાજા સતિયો સહિત જાણે હાથીના મોરા આગળ હાથણીઓ ચાલી અથવા જાણે કે અસ્ત પામવા સારૂ ચદ્રમા તારાઓની મડળી લઇને ચાલ્યો હોય તેમ સ્વર્ગે સચર્યો

हा हस्ती हींडती, आणद करती उक सति
पग पग जस पावती क्रमे अश्वमेध करती,
दान पुण्य दे यति नेह तोडती पुरनर
ध्यान साम धरती, पड मानती तृणपरि
कुण बिरद प हि सतिया कहु, पण में पहडी पारखी
आ स्त्रीओ अबला अधर, आ सबला शूर सारखी ४

અર્થ—તે સ્ત્રીઓ હસતી હસતી હીંડતી આનદ કરતી અને ઉત્કઠા ધરતી પગને પગને જશ પામતી, અને અશ્વમેધ યજ્ઞ જેવુ કામ કરતી દાન પુણ્ય કરતી અને શહેરથી તથા રૈયતથી સ્નેહ તોડતી સ્વામીનુ ધ્યાન ધરતી અને પોતાના શરીરને તણખલાના જેવુ

મણતી; આ સતીઓની ટેક કેના જેવી કહું? પણ મેં એવી પરીક્ષા કરી કે બીજી સ્ત્રીઓનાં નામ અબળા કહેવાય, પણ આ સબળા શૂરવીરા જેવી છે.

अंतथान उपरी आय सतियां अणयारे,
पतंग करी प्रणाम आदि कय ए उचारे,
हे दिनकर! हे देव! सह तुम सति सुहाइ,
शुध इडर सामरो सामतण थान सदाइ
कर जोड अरज वदन करे उर धर ध्यान अनूपरा,
मरडा अश कति हाली मसत, अरडरथी रहो उपरा. ५

અર્થ:—અંતસ્થાન એટલે સ્મશાન ઉપર તે સમે સતીઓ આવી અને સૂર્યને પ્રણામ કરીને પ્રથમ એવી કયા બોલી કે હે સૂર્ય! હે દેવ! તમે સતિઓના સાચા મદદગાર છો, અમારા સ્વામી શુધ ઈડરનો ઠેકાણેજ હજો અને અમે હમેશા તેની પૃથ્વીમા હજો; એ રીતે હાથ જોડીને વદન કરી, અરજ કરી, મનમા ઉત્તમ ધ્યાન ધરીને ને શક્તિઓ મરડાઇને ઉત્તમ થઇ ચાલીઓ, ને નિર્ભય થઇને ચિતા ઉપર રહી.

भूपत धन्य भाटीयां पृथ्वी जस थास प्रमाणां,
शीसोदा धन्य साख, सार धन्य हे चहुयाणां.
धन्य साख चावडा, उमर सौ भाग्य वडाले,
धणी साथ घरुथ धडे, पावक तन सती मजाले.
कहे साख साख धन्य धन्य कवि इ पति धन्य नृप तो वरणियां
सामरो नाथ भवसिंधुसे, तारण झो का तरणियां ६

અર્થ:—ને રાણીના પિતા ભાટી રાજા ધન્ય છે, જેનો વશ પૃથ્વીપ્રમાણ રહ્યો છે. વળી શીશોદીઆની શાખને ધન્ય છે અને ચહુવાણની શાખને ધન્ય છે, ચાવડાની શાખને ધન્ય છે, કે જેઓનો

આડંબર અને સૌભાગ્ય મોટાં છે. સ્વામીની સાથે અચળ ધારણાથી સતિઓએ અગ્નિમાં શરીર બાળ્યાં. કવિ કહે છે કે તે દરેક શાખને ધન્ય છે અને જે સ્વામી તેને પરણ્યો તેને પણ ધન્ય છે, જાણે કે ભવસાગરમાં સ્વામીનું નાવ તારવા સારૂ હોડીઓ ઝૂકી.

> मंड वंश मरजाद मंड आनंद अतिय मन,
> मंड रसन हरि मंत्र मंड वैराग्य साधुजन;
> मंड कंप कायरा मंड क्षत्रिय पुरुपातन,
> कमध मंड यद कीत, कीत कर मंड सुजस क्रम.
> वड मंडि मसार विच, साम साथ तन छंडियां,
> पतनी गंभीर चितापरे, प पग मंडे मडियां. ७

૧ અર્થ:—વંશની મર્યાદા માંડી, અને મનમાં અતિશય આનંદ માંડ્યો, જીભે હરિ નામનો મંત્ર માંડ્યો, અને સાધુ જનના મનમાં વૈરાગ્ય માડ્યો, કાયરને કંપ થવા માંડ્યો, ક્ષત્રીઓને શૂર ચડવા લાગ્યું, રાઠોડોની અચળ કીર્તિ માંડી, અને કીર્તિ કરે એવાં સુજશનાં કર્મ માંડ્યા. સંસાર વચ્ચે મોટો ધર્મ માંડીને, સ્વામીની સાથે શરીર છોડ્યાં. ગંભીરશંઘજીની પત્નીઓએ ચિતા ઉપર પગ માંડવાથી એટલા વાનાં મંડાયાં.

### તે સતિઓનાં અને તેમના પીયરનાં નામ

૧. દોલતકુંવરી: મારવાડના ગામ એશિયાના ભાટી, તે જેસલમેરવાળાના ભાયાતની દીકરી.
૨. જશકુંવરી: ઇડરવાડાના ગામ ધરોળના ઠાકોર રતનશંઘજીની બહેન.
૩. અજબકુંવરી: દેવગીયાના શીશોદીયા સામતસંઘજીની દીકરી, પ્રતાપગઢ પાસેના.
૪. લાલકુંવરી: વસવાળાના રાવજી વજેસંઘજીની દીકરી.
૫. તખતકુંવરી: માણસાના ઠાકોર સમળસિંહજીની બહેન.

૬. ચંદાકુંવરીઃ ઈડરવાડામાં ગોરલના ઠાકોર જાલમસંઘજીની દીકરી.
૭. વદનકુંવરીઃ માળવામાં ગામ મોયીના ભટીની દીકરી.

મહારાજ ગંભીરસંઘજી પડયા પછી માસ ૭ જતાં મહેરબાન આસકીન સાહેબે પોતાની સ્વારીનો મુકામ ત્રણ મહીના સુધી ઈડરમા રાખ્યો અને તે રાજાને માથે કરજ હતું, તથા પટાવતો હરકત કરતા હતા, માટે સાહેબે ઈડરમા જપ્તી મેલી અને સંવત્ ૧૮૯૦ ના જેઠ માસમા મહારાજ જવાનસંઘજીને રાજ્યાભિષેક કર્યો. તે સમે ગામ ધારપર રજુ બાહર નાથજીને ત્રણ ભાઇઓ વચ્ચે બક્ષીશ આપ્યુ.

પછી સંવત્ ૧૯૦૨ મા ગામ લાલોડું રૂ. ૧૫૦૦ ની પેદાશનું, તે ઈડરમા ગોપીનાથજીનું મંદિર કરાવીને તેની આઊરિકા વાસ્તે તાંબાપત્ર લખીને સ્વામીનારાયણના આચાર્યજીને બક્ષીસ આપ્યું. સંવત્ ૧૯૦૭ મા ગામ ધામડી ગોવિંદને બક્ષીશ આપ્યુ. એ બે ગામ મહેરબાન વાલેસ સાહેબના વખતમા આપ્યા.

ગંભીરસંઘજી દેવ થયા ત્યારે દીવાનજી કાયથ સાધુરામજીના ભાઈ બેચજી હતા અને પછીણ કુકડીઆના ઠાકોર દરજણસંઘજીનું હતું.

ત્યારપછી બાપુજીની મરજીથી માણસાના ઠાકોર પથુજી તથા મુરેઠીના ઠાકોર જામલસંઘનુ પૂછણું થવા લાગ્યુ, એટલે દરજણસંઘજી રીસાઇને ઘેર ગયા. એ ગંભીરસંઘજી મહારાજનો એવો ચાલ હતો કે સરબંધી રાખીને ચડાઈ કરવી, ને પોતાના પટાવતોનાં ગામ પણ મારવા.

સંવત્ ૧૮૬૦ મા મુરેઠીના બાર ગામો લુટયા હતા. તે સમે મહારાજ ગાયકવાડ સરકારની ફોજ લીધી હતી, તથા પોશીના ગામ માર્યું હતું. તેમ સંવત્ ૧૮૫૮ મા ગામ મઉ માર્યું હતુ. સંવત્ ૧૮૭૨ મા ઉંડણી ઉપર ચડાઈ કરી આવીને ગોળા માર્યા હતા, તેમજ રૂપાલના ઠાકોર ફતેહસંઘનું ફીડી ગામ સંવત્ ૧૮૮૪માં માર્યું હતું. તે સમે ઠાકોર ફતેસંઘે પાલણપુર જઇને ત્યાના મેહેલ સાહેબ પાસે એ બાબતની ફરિયાદ કરી હતી; ત્યારે તે સાહેબે મહારાજને

પાલણપુરમા બોલાવ્યા હતા અને મહારાજને ત્યા છ મહીના સુધી રહેવુ પડયુ હતુ

તે સમે ત્યાના દીવાનજી શ્રી ફત્તેહખાનજીની મા માજીબાઇએ મહારાજશ્રીને ભાઈ કરીને બોલાવ્યા અને રાખડી બાધી હતી "જે કોઈ ધર્મનો ભાઈ માને છે, તે બાઈ બજેર ઉપર ભાઇને રાખડી નિમિત્ત પોશાક વગેરે મોકલે છે, ત્યારે તે ભાઈ વીરપસલી ઉપર તેથી વધતી કિમ્મતના રૂપૈયા મોકલે છે ' હાલ ફતેખાનજી બીબી મહારાજ જવાનસધજીને રાખડી મોકલે છે અને જવાનસધજી તેને વીરપસલી મોકલે છે

મહારાજ ગભીરસધજીએ મેવા નામની હાથણી એ માજી બાઇને આપી હતી એ માજી બાઇનો એવો ચાલ હતો કે ફત્તેહખાનજી કોઈ ચારણ કે ભાટને બે રૂપૈયા આપે ત્યારે તેમાથી દર રૂપૈયે એક આનો માજીબા કાપી લેતા હતા તેનો એક સોરઠો કોઇ કવિએ કરેલો છે

सोरठो—दो रुपिया देवेय आना दो लवे अरा,
तु पवे तेदेय माजीबा दोलत मली

મહારાજ ગભીરસધજીની વિશેષ હકીકત તેમના પટાવતોના ઇતિહાસમા આવશે

---

# પ્રકરણ ૯ મું

## મુરેડી ચહુવાણનો ઇતિહાસ[1]

મારવાડમાંથી મહારાજ આણંદસંધજી સાથે ચહુવાણ માનસંધજી અને તેના કુંવર જોરાવરસંધજી આવ્યા હતા. તે પછી તે મહારાજે જોરાવરસંધજીને મુરેડીનો પટો આપ્યો હતો. જોરાવરસંધજીના ભાઈ રઘનાથસંધજીને ગોતાનો પટો મળ્યો.

જ્યારે પાલણપરની ફોજ ગઢવાડા ઉપર આવી હતી, ત્યારે મોજે મહાવડવાળાએ મુરેડીએ આવીને ઠાકોર જોરાવરસંધજીની મદદ માગી અને કહ્યું કે અમે વટલેલા પણ ચહુવાણ જાતે છીએ; માટે તમારે જાતભાઇની મદદ કરવી યોગ્ય છે. પછી તે સહુ સ્વાર લઇને ગઢવાડામા ૨૭ ગામો બાદ રાખ્યાં અને ફોજ સાથે લડાઈ કરી.

### વંશાવળી

| | |
|---|---|
| મુરેડીના જોરાવરસંધજી, તેના પુત્ર કહળસંધજી, તેના દોલતસંધજી | ગોતાના રઘનાથસંધજી, તેના પુત્ર સુરતસંધજી, તેના ઉદેસંધજી |

દોલતસંધજીની ગાદીએ ઉદેસંધજી બેઠા. તેના પુત્ર જાલમસંધજી અને તેના પુત્ર સુરજમલજી.

ઉપર લખેલા દોલતસંધજીને શિકાર કરવાનો બહુ શોખ હતો. તે પાણીના ઘાટ ઉપર ખાડો ગાળીને માંહી સંતાઇને બેસે, જેને ઓદી કહે છે. પછી જનાવર પાણી પીવા આવે તેને ગોળાથી મારે. એમ કરતાં બંદુક ફાટી, તેના જખમથી દોલતસંધજી મરણ પામ્યા હતા.

ઉદેસંધજીના પિતા સુરતસંધજી પાસેથી એક સમે મહારાજ કુંવર ભવાનસંધજીએ મોજે ગોતા પટો પડાવી લેવાનું ધાર્યું હતું; કારણ કે પોતાનાં ઘણાખરા ગામો આપી દીધાથી પટાવતો હેઠે

---

૧. ઇડરના પટાવત મુરેડીના ચહુવાણોનો ઇતિહાસ: લખાવનાર: ગઢવી ધીરજી રતનસંધજી: ગામ કુવાવાના.

ાાવ્યાં હતા. તે થોડે થોડે પાછાં લઇને ખાલસા કરવા ચાહતા હતા.

વાસ્તે પ્રથમ સુરતસંઘજીના ઉપર મોશલ કર્યો, કે તમારા ામાંથી એકાદ ગામ દરબારને સ્વાધીન કરો. એ વાત મહારાજ ાસંઘજીને ગમતી નહોતી અને સત્રમંઘજીની ઉમ્મર આશરે ૪૫ ની હતી અને કુંવરથી ભગવાનસંઘજીની ઉમ્મર આશરે પચીશ ની હતી. તેથી મહારાજશ્રીના મનમાં કુંવરજીનો ડર રહેતો હતો, ો તેને કાંઈ વધારે કહી શકતા નહીં.

પછી તે સુરતસંઘજી વખે (બહારવટે) નીકળ્યા. તે પાલ્યથી ઉત્તરમા પહાડો તથા જવાસ નામના ઇદેવ(પ)રના ગામો છે, પોતાના કબીલા સુધા જઇને રહ્યા. અને પ્રથમમા જ બીયોડનો ી એક તથા એક વાણીઓ એવાં બે બાર (બાન) પકડયા. તેઓ ૫૦૦ દંડના આપીને છૂટયા.

પછી મોજે બજોલીના વાણીયાને તથા એક કણબીને પકડયા, ને પણ દંડ લઇને છોડી મમ્યા. પછી મોજે ગઢોડાનાં ઢોર . પછી અલાની એક લુંટવા આવ્યા. ત્યા ઇડરનું થાણું પચાશ નું તથા પચાસ પાળાનુ હતુ. તેઓની સાથે સારી પેઠે લડાઈ થઈ.

તો બરદાસ્ત રાખે છે, માટે તેઓને મનાવવા જોઇએ, પણ એ વાત કુંવરજીના દિલમાં ઉતરી નહિ.

ત્યારે મહારાજ શવસંઘજીએ કુંવરજીથી છાનો પત્ર સુરતસંઘજી ઉપર લખ્યો કે મારૂં થાળીનું ગામ ચોરીવાડા છે તે ગામ તમે મારશો, એટલે હું અન્ન ખાવું બંધ કરીશ; ત્યારે કુંવજી તમારી સાથે મેળાપ કરશે.

પછી તે કાગળ વાચીને ધાડ ભેગી કરી અને આવીને ચોરીવાડા ગામ લૂંટયું, બાળ્યું અને ત્યાંનાં બાન તથા ઢો લીધાં. તેની ખૂસ ઇડરમાં આવી, ત્યારે મહારાજ સવસંઘજીએ જમવું બંધ કર્યું. એટલે કુંવરજીએ કહ્યું કે કાગળ લખીને સુરતસંઘજીને તરત તેડાવીએ અને તમે થાળ આરોગો.

પછી તેઓને તેડાવ્યા, તે ઇડરના અતીત મણિગરનો ગુરુ તથા બળવંતગરનો ગુરુ બે બેની ખાહેંધરી લઇને ઇડરમાં આવ્યા. ત્યારે કુંવરજીએ કચેરીમા બોલાવ્યા અને ગુસ્સો કરીને કહ્યુ કે તમે આટલું બધું અમારૂ નુકશાન શા વાસ્તે કર્યું? એમ કહીને ખૂબ ધમકી દીધી. ત્યારે સુરતસંઘજીએ પેલો સવસંઘજીનો પત્ર હતો તે કુંવરજીના હાથમાં આપ્યો. ત્યારે કુંવરજીએ દરબારશ્રીને કહ્યું કે આટલાં વાનાં આપે જ કરાવ્યાં છે, અને વળી અન્ન આરોગતા નહોતા?

તે સાંભળીને દરબારે બોય બોનરી અને એ બાપદીકરા વચ્ચે વધારે દ્વેષ પેદા થયો. પછી દરબારશ્રીએ સુરતસંઘજીને કહ્યુ કે મેં તારા સારા વાસ્તે સલાહ આપી હતી અને તેં આવી રીતે તે વાત જાહેર કરી, વાસ્તે હું જાણું છું કે તારૂં મોત નજદીક આવ્યું છે, તેથી તને એવી અક્કલ સુઝી.

પછી સુરતસંઘજીનો પરો પાછો સોંપ્યો. પછી સુરતસંઘજી ૭ મહીના જીવીને સંવત્ ૧૮૦૧ માં ગુજરી ગયા. તેના પુત્ર ઉદેસંઘજીને સુરેડી પરો વારસામાં મળ્યો. તેના પુત્ર જાલમસંઘજી આશરે સંવત્

૧૮૬૦ ની સાલમાં ગાદીએ બેઠા. તે સમે ઈડરની ગાદીએ મહારાજ ગંભીરસંઘજી હતા.

સંવત ૧૮૭૬ મા મોજે નાદરી તથા ધનાલ એ બે અસલ જાલમસંઘજીના તાબામાં હતાં. માટે દરબારે કહ્યું કે અમે એ બે ગામ ગુજરનાર ઠાકોરને જૂદા આપ્યાં હતાં, માટે તમારા પેટનાં એ ગામો નથી, વાસ્તે દરબારને હવાલે કરો.

તે વાત જાલમસંઘજીએ કબૂલી નહિ અને વખે નીકળવાનો વિચાર કર્યો. તેવામાં મહીકાંઠાના પોલીટીકલને ઓદ્ધે બાલેંટન સાહેબ આવ્યા. તેવામાં વાકાનેરના ઠાકોર ધીરજી પણ દરબાર ઉપર બહારવટે નીકળ્યા હતા. તે વખાનું મૂળ પણ મોજે ચાંદણીથી થયું હતુ અને ચણાખગ પટાવતો દરબારના રૂપૈયા આપતા નહોતા, તેથી મહારાજ ગંભીરસંઘજીએ બાલેંટન સાહેબની હજુરમાં ફરિયાદ કરી, ત્યારે તે સાહેબે ઈડરના તમામ સરદારોને સાદરે તેડાવ્યા અને દરબારના હકના રૂપૈયા બાબત કહ્યું. ત્યારે જેઓ રૂપૈયા આપતા નહોતા તેઓએ ભાગ્યો જવાબ દીધો કે અમારા ઘરમા રૂપૈયા નથી. અમે દરબારના ચાકર છીએ અને આ અમારા માથા છે, તે દરબારના છે. તે ફક્ત અમારી પાસે આ ઘોડા છે તે ખંઢી રાખો.

એ રીતે ઉંબણી તથા કુકડીઆના કુંપાવત સિવાય સઘળાઓએ જવાબ દીધો અને માસ એક સુધી પંચાત ચલાવી. પણ કોઈએ રોકડા રૂપૈયા આપવા કબૂલ કર્યાં નહી. ત્યારે સાહેબે તે સરદારોના પગમા બેડીઓ નાખી; તેઓના નામ

૧: ડાબી બાજુએ બેસનાર મુડેટીના ઠાકોર જાલમસંઘજી.
૨: જમણી બાજુએ બેસનાર ટીંટોઈના ઠાકોર કનકસંઘજી.
૩: વાંકાનેરના ઠાકોર ધીરજી, તે ચાંપાવત ખગ, પણ મુખ્ય આડ પટાવતો માંહી.
૪: ટોડાના ઠાકોર પહાડસંઘજી તે ચાંપાવતના ભાયાત એ ચારે જણને કેદ કર્યાં.

૧: ડાબી બાજુએ બેસનાર મેઢાસણના ઠાકોર અજિતસંઘજી ચાર વરસની ઉમ્મરના હતા, માટે તેના કારભારી પાસેથી જબરદસ્તીથી મોજે રાયગઢ લખાવી લીધું.

૨: જમણી બાજુએ બેસનાર ઉડણીના તથા મેઢાસણના કુંપાવત પાસેથી ગામ મોજે માયાશળ લીધું. તે ગામ આંબલીના ઠાકોરનું હતુ. તે ઠાકોર કુંપાવતના ભાયાત હતા.

૩: જમણી બાજુએ બેસનાર મઉના ગોપાળસંઘજી પાસેથી મોજે ધારાપર લીધુ. તે ગામ મહારાજ જવાનસંઘજી પાટ બેઠા ત્યારે ગાવી ગુસા હરનાથજીને ત્રણ ભાઇઓ વચ્ચે બક્ષીસ આપ્યું.

૪: જમણી બાજુએ બેસનાર ગાડીઆલના ઠાકોર જેતાવત ગલાબસંઘનું ગામ મોજે ભૂતીયું લીધુ.

૫: જમણી બાજુએ બેસનાર ચાદણીના ઠાકોર ચાંપાવત રામસંઘજી પાસેથી બાર ગામનો હરસોલનો પટો લીધો.

ઉપર લખ્યુ છે કે ચાર જણાઓને ટેદ કર્યા, તેઓ વાકાનેરના ઠાકોર ધીરજી વખે હતા, ત્યાથી વીજાપરના ભાટની બાહેધરી આપીને આપીને તેડાવેલા હતા. તે ધીરજી સાથે હથીઆરબંધ આદમી ઉપર હતા. ત્યારે મહારાજે બોલકોલથી ભરોસો આપીને તે માણસોને કાઢી મુક્યા. પણ ધીરજીનો ભાઈ ઉદરજી વર્ષ ૧૫ ની ઉમ્મરનો હતો તે ધીરજી પાસે હોકો ભરી આપવા સારૂ રહેલો હતો. પછી જ્યારે સરકારના સિપાઇઓને હેર માર્યા અને દશ જણને જખમી કર્યા, ત્યાર પછી ઉદરજી પણ મરાણો. તેના દોહા સોગઠા છેઃ

भाईं तणे सर भार पडियो धीरा उपरे;
शर्मां पजाडे सार अपछर वरीयो उदलो १
फट आरय फटफाह मशाण पगां तळ पडीओ;
पधे होय पटफाह पक रुण घाये उदलो २

તે સમે ધીરજી પાસે બજજી નામનો એક રજપુત હતો, તે પોતાના ઘર તરફ નાસી ગયો.

दोहरो—कवीला साथे चित्तकरे वेहतो गयो वजाय,
अपछर परियो उदलो, मारु करे मजाय ३

એ ધીરૂ ૭ મહીના સુધી કેદ રહીને પછી બેડીઓ તોડીને ગઢ ઉપરથી પડતુ મૂકીને નાશી ગયો. તે ફરી ફરીને ત્રણ વાર પકડાયો અને ત્રણ વાર નાશી ગયો અને બહારવટે જ મરી ગયો તેના નામડા ઘણા છે, તેમા એવુ એક ચરણ છે કે—

धीरज तारो धाक्यो कलकत्ते दीधा कमाड

પછી તેના દીવાન હિંમતરામને તેનુ વતન મળ્યુ અને મુંદ્રેજીના દીવાન જાનમહમદ ચાર મહિના સુધી કેદમા રહ્યા પછી સાડ હજાર રૂપિયા તથા મોજે ઓડુ પોતાના ભાયાતનુ હતુ તે દરબારને આપીને કેદમાથી છૂટ્યા તથા મુંદ્રેજીનુ દાણ દરબારને આપવાનુ કબૂલ કર્યુ અને દશ વરસ સુધીના કેદ જમાન વીજપરના ભરી આપ્યા

ટીંગાઇના દીવાન ચાર મહીના કેદમા રહીને દરબારના ચઢેના રૂપિયા શાહુકારને ભરૂનાખીને છૂટ્યા અને ટોડડાના દીવાન ચાર મહીના કેદમા રહીને મોજે પાટીની મનાભીના દશ સાલ ૧૦ લેવાનો પોતાનો હક્ક દરબારને આપીને છૂટ્યા

એ વખતે તે સરદારોએ બારેટન સાહેબને માથે એવો બંને મૂક્યો કે એક લાખ રૂપિયા દરબાર પાસેથી લાચ લઇને અમારા દંડ અપાયો હશે એ સમે ઇડરના કારભારી દામોદર બારોટ હતા

મહીકાંઠા એજન્સીના દફતરદાર ઠક્કર નાનજીભાઇ હતા તેના ઉપર સરદારોએ પોતાની પાસેથી લાચ લીધાનુ સાબીત કર્યુ, તેથી સરકારે તેને બરતરફ કર્યો તે પછી તેણે એક વર્ષ સુધી રાજકોટના રાજાનો કારભાર કર્યો પછી ત્રણ વર્ષ સુધી ગોંડળના રાજાનો કારભાર કર્યો. તે પછી ભૂજમા પોતાનુ વતન હતુ માટે ૭ વર્ષ સુધી ત્યા ઘેર બેસી રહ્યા પછી આઠ વર્ષ સુધી ભૂજનો કારભાર કરીને સંવત્ ૧૯૦૭ મા તે ગુજરી ગયો

મુરેઠીના ઠાકોર જાલમસંઘજી ૧૦ વર્ષના જમાન આપીને પોતાને ઘેર આવ્યા હતા, તેથી દરબાર સાથે મનમાં સંપૂર્ણ અંટસ રાખતા હતા. પછી જ્યારે તે દશ વર્ષ પૂરાં થયાં અને અગીઆરમું વર્ષ બેઠું તેને પહેલે જ દહાડે બંદુકોવાળા મકરાણી ૫૦૦ રાખીને પોતાના છત્રાયતના સુદ્ધાં ૧૫૦ સ્વારો તથા પોતાના ત્રણ કુંવરો સૂરજમલજી, શેરસંઘજી અને ઉમેદસંઘજી સહિત જઇને ગામ ચોરીવાડ સંવત્ ૧૮૮૯ મા માર્યું. તે ગામ લૂંટ્યુ તથા તેના ઢોર લીધાં અને બાન પકડયાં. તે વાત સાંભળીને મહારાજ ગંભીરસંઘજીએ તરત આવીને મુરેઠીથી ત્રણ ગાઉ ઉપર મોજે બજોલીએ મુકામ કર્યો અને ત્યાં વીજાપરના બારોટની બાહેધરી આપીને ઠાકોર જાલમસંઘજીને તેડાવ્યા અને પૂછ્યું કે તમે શા વાસ્તે અમારૂં ગામ માર્યું? ત્યારે ઠાકોરે કહ્યું કે તમે અમારા સાઠ હજાર રૂપૈયા તથા દાણ અને મોજે કાનપર લીધું તે પાછું આપો; નહીં તો અમે તમારો દેશ લૂંટીશું.

પછી પંચાત કરીને મોજે કાનપર પાછુ અપાવ્યું અને કસુંબા પીધા. એ સમે મહીકાઠા જીલ્લાની સુપરત પાલણપુરના મેલ સાહેબને હતી.

તે પછી ઠાકોર જાલમસંઘજી મુરેઠીમા રહેતા હતા અને તેના ભાઈ અભેસંઘજીને મોજે ગોતા તથા રતનપરનો પટો આપેલો હતો. પણ તે ગુજરી ગયા અને તેને વશ નહોતો. તેથી તે ગામો જાલમસંઘજીએ નાના કુંવર ઉમેદસંઘજીને આપવાનો વિચાર કર્યો. પણ તેણે ધાર્યું કે એનો ઇલાયદો પટો છે. માટે શ્રી દરબાર તાજમ આપે ત્યારે અપાય; માટે તે પૂછવા સારૂ પોતાના કારભારીને ઈડર મોકલ્યો.

તેણે જઇને દરબારને પૂછ્યુ ત્યારે દરબારે કહ્યું કે તમે જે દિવસનું મુહૂર્ત ઠરાવશો તે દિવસે અમે આવીશુ. પછી તે કારભારીએ પાછા આવીને પાઘડી બંધાવવાનો દિવસ ઠરાવ્યો અને દરબારશ્રીને બોલાવવા સારૂ ઈડર ગયા. ત્યારે દરબારશ્રી પોતે ન પધાર્યા, પણ

પોતાના કુંવર ઉમેદસંધજીને મુંદરીએ મોકલ્યા; તેઓ ત્યાં ગયા. એ કુંવરજીનું સગપણ ઠાકોર જાલમસંધજીની દીકરી બાઈ ગલાબ કુંવરબા સાથે કરેલું હતું.

જાલમસંધજીને બે ઠકરાણીઓ હતી. તેમાં એક તો પોતાના રાવજી વજેસંધજીની દીકરી રાઠોડજી; તેને બે દીકરા અને એક દીકરી હતી. દીકરા સુરજમલજી, તે તે સમે પંદર વર્ષની ઉમ્મરના હતા અને બીજા શેરસંધજી તે બાર વર્ષની ઉમ્મરના હતા.

બીજી ઠકરાણી વરસોડના ઠાકોરની દીકરી ચાવડીજી, તેના કુંવર ઉમેદસંધજી તે આઠ વર્ષની ઉમ્મરના હતા. તેથી જાલમસંધજીનો વિચાર એવો હતો કે શેરસંધજી તો ટીલાઇતનો સગો ભાઈ છે, માટે તેને તો તે ભાગ આપશે; પણ આ ઉમેદસંધ ઓરમાન ભાઈ છે, માટે તેને કાંઈ આપશે નહિ. વાસ્તે તેને ગોતાનો પટો આપું તો ઠીક. પણ ઠકરાણી રાઠોડજીએ મહારાજ કુંવરજી શ્રી ઉમેદસંધજીને કહેવરાવ્યું કે આપ પધાર્યા છો, તો તમારા સગા સાળા શેરસંધજીને ગોતાની (પાઘડી) બંધાવવી જોઇએ.

વળી જાલમસંધજીના કારભારી પરમા રતનો, તથા પાચો અથવા પાતો હતો, તેઓની પણ એવી જ મરજી હતી, માટે તેઓએ પણ કુંવરજીને એ જ સલાહ આપી.

મુંદરીમાં હમેશાં ઝાઝા કારભારીઓ હોય છે.

દોહરોઃ—मुंदरी महरी करे, पांच सात प्रधान;
एक एकथी आगळा, काढी न शके कान.

પછી તે કુંવરજીએ શેરસંધને પાઘડી બંધાવી અને તાજમ પણ આપી. પછી પાછા ઈડર ગયા. તે ઉપરથી ઠાકોર જાલમસંધજીને દરબાર ઉપર ખોટું લાગ્યું અને પોતાની ઠકરાણી રાઠોડજી ઉપર પણ ખોટું લાગ્યું અને તે ઠકરાણીના બે કુંવરો ઉપરથી મન ઉતર્યું.

આ બાપદીકરાને લડાઈ થવાનું મૂળ તથા ઘણાં માણસો અંગ્રેજ સરકાર વગેરેનાં મરાયાં; તેનું બીજ પણ એ જ છે.

એ ગેરમંધજી તે દિવસથી ગોતે જઇને ત્યાં સ્વર્ગવાસી અભેમંધજીની ઠકરાણી રાઠોડજી હતાં તેને ખોળે રહ્યા અને તેનો તમામ વારસો એને મળ્યો. તેના પટાનું બીજું ગામ રતનપર, તેમાં ગેરમંધજીના ચાર પાંચ આદમી તે ગામની ચોકી કરવા રહેતા હતા. તે ગામ નજીક મેઢ મેઢ વળાસણાના ઠાકોર મોકમમંધજીનું ગામ ખામઢી છે, તેમાં વળાસણાવાળાના આદમી રહેતા હતા.

પછી એક સમે ચોમાસામાં બંને તરફના લોકો શીમાડા ઉપર ખેડવા આવ્યા. ત્યાં શીમાડા બાબત ટંટો થયો. તે દિવસ તો ઓડેલીના ઠાકોરે વચમાં પડીને બંને તરફના માણસોને વેરી નાખ્યા.

પછી તે માણસોએ પોતપોતાના ધણી પાસે ફરિયાદ કરી, ત્યારે બંને ધણીઓએ પોતપોતાના માણસોને એવો જવાબ દીધો કે તમે મરદ હતા કે કોણ હતા? એમાં અહીં શું ફરિયાદ કરવા આવ્યા? લઢી મરીએ નહિ?

પછી બીજે દહાડે તે હથિયારબંધ થઇ હળ લઇલઇને આવ્યા અને ખૂબ લડાઈ થઈ. ત્યારે રતનપુરનું એક માણસ મરાણું, બીજાં જખમી થયાં. એ વાત સાંભળીને ગેરમંધજીએ મુરેડીએ જઇને પોતાના બાપને કહ્યું કે વળાસણાવાળાએ મારૂં એક માણસ માર્યું; વાસ્તે તમે મારી મદદ કરો, નહીતર વળાસણામાં બે હજાર સરબંધી છે, તેઓને હું પહોંચીશ તો નહિ, પણ વળાસણાને પાદર જઇને લઢી મરીશ પછી જેમ તમારી નજરમાં આવે તેમ કરજો.

પછી ઠાકોર જાલમસંગજી ફોજ કરીને વળાસણે ગયા, અને લડાઈ થઈ, એ સમે ઇડરના મહારાજની એવી મરજી હતી કે બેમાંથી એક જે માથે જશે તેનું મારે સાલ ઓછું થશે.

મહારાજ પાસે મુરેડીવાળા જાહેર કરવા ગયા ત્યારે મહારાજે ફરમાવ્યું કે વળાસણાવાળા જ્યારે તમારા માણસને મારશે ત્યારે આપણી મારવાડીની શી લાજ રહેશે? અને ત્યારે તો તેઓ કોઈ

સુગાભાઈ શેરસંઘજીને અપાવ્યો, વાસ્તે આ ગોરલ ગામ એક ઉમેદસંઘજીને આપો.

તે વાત સુરજમલજીએ કબુલ કરી નહિ, ત્યારે ઠાકોર જાલમસંઘજી ગુસ્સે થઈ રીસાઈને જોધપુરમાં મહારાજ માનસંઘજી પાસે ગયા. ત્યાં ૭ મહીના સુધી રહ્યા, પણ ત્યાં કોઈ પરો મળ્યો નહીં, અને ગાંઠની ખરચી ખાવી પડી.

કુંવર ઉમેદસંઘજીને ત્યાં સાથે લઈ ગયા હતા અને ઉમેદસંઘજીની માને સુંટેડી પાસે મોજે નાદરીમાં રાખી ગયા હતા. અને સુરજમલજી તથા તેની મા તથા ભાઈ સુંટેડીમાં રહ્યા હતા અને સુરજમલજીના તથા તેના પિતાના કારભારીઓ જૂદા થયા.

તેમાં ઠાકોર જાલમસંઘજીના કારભારીને હાથ ત્રણ ગામો હતાં. એક મોજે નાદરી, બીજું ધનાળ અને ત્રીજું ગલોટીયું. સાત ગામો સુરજમલજીને હાથ ગયાં હતાં. સુંટેડી, કાનપર, નવુંગામ, દેવાસણ, અમરાસણ, ગોરલ અને સાતમું રણોદર. તે સિવાય સુંટેડી પરે ભીલોનાં ગામ છે તે મોજે દેચળીયું, કસનગઢ, વાઘેસરી વગેરે.

પછી ઠાકોર જાલમસંઘજી જોધપુરથી શીરોહ ગયા. ત્યાં ચાર હજાર રૂપૈયાની પેદાશનો પરો મળ્યો, તેથી ત્યાં એક વર્ષ સુધી રહ્યા.

પછી ઉમેદસંઘજીને કોટાના રાજાની ચાકરીમાં રાખીને, પોતે પાછા નાદરીએ આવ્યા. પોતે ધાર્યું હતું જે હું રીસાઈને જોધપુર જઈશ, એટલે સુરજમલજી મને મનાવવા આવશે અને મારૂં વચન કબુલ કરશે. તે તો કાંઈ થયું નહિ ત્યારે પોતાની મેળે પાછા આવ્યા.

પછી સુરજમલજીને કહેવડાવ્યું જે તું ગોરલ ગામ ઉમેદસંઘજીને આપ, નહિ તો હું સુંટેડી પરો દરબારને લખી આપીશ. આવી ઘણી ધમકી દીધી, પણ કાંઈ માન્યું નહિ ત્યારે ઠાકોર જાલમસંઘજીએ લડાઈ કરવાના વિચારથી સરબંધી રાખવા માંડયા.

પરો તમારે જેને સોંપવો હોય તેને ભલે સોંપો. હું વળી ગમે ત્યાં ભાવનગર વગેરેમાં જઈને રહી ખાઈશ.

એવો પત્ર લખ્યો. ઠાકોરે તેનો જવાબ લખ્યો જે તમને નવું ગામ તથા કાનપર આપું. તે હું છવું ત્યાં સુધી તમે તેટલાનો ભોગવટો કરો અને પછી મુંટેડીનો પરો તમારો છે. પણ હાલ મુંટેડીમાંથી નીસરીને નવા ગામમાં અથવા કહાનપરમાં રહો. તે વાત કબૂલ કરતાં સૂરજમલજી રીસાઇને અહમદનગર ગયા અને ત્યાં ૩૦૦ બંદુકોવાળા સરબંધી એકઠા કર્યા. અને મુંટેડીના છત્રાયતોને તેડાવ્યા. તેઓનાં નામ:

૧. મોજે ભાણપર અરધાના ઠાકોર કરણજી.

૨. મોજે સુકલાના ઠાકોરની ઉમ્મર વર્ષ ૫ની હતી, માટે તેની વતી તેનો કાકો નાહારજી.

૩. હાથરવાના ઠાકોર જીવરાજજી.

૪. મોજે મારવાડના ઠાકોર જવાનસંઘજી

૫. ઝેઝવાડના ઠાકોર અજીતસંઘજી.

એટલા સૂરજમલજીની તરફેણમાં હતા. વાસ્તે તેઓને છાના કાગળો લખીને અહમદનગરમાં તેડાવ્યા અને જે છત્રાયતો ઠાકોર જાલમસંઘજીની તરફના હતા તેઓને તેડાવ્યા નહિ.

જાલમસંઘજીની તરફના છત્રાયતોના નામ:

૧. ભાણપર અરધાના ઠાકોર ગલાબસંઘજી.

૨. મોજે મેંજના ઠાકોર અજેસંઘજી.

૩. મોજે મલાસાના ઠાકોર ભગવાનસંઘજી.

પછી સંવત્ ૧૮૮૬ ના આશરે આસો સુદિમા રાતના બાર વાગતાં સૂરજમલજી મોજે નાહરી ઉપર ગયા અને તેના સરબંધીઓએ બંદુકોના ભડાકા કર્યા.

આ દેશનો એવો શિરસ્તો છે કે "જ્યારે ફોજ શત્રુના ગામને પાદર આવે ત્યારે ફોજના માથેકે નગારચીને હુકમ કર્યો હોય જે તું નગારૂં બજાવીશ નહિ, અમારે છ નું ગામ મારવું છે; તેમ

સમે તમારી મુંરેઠી પણ દબાવી પડશે; માટે તમારે જોઇએ તો દરબારના સરબંધી તથા નાણાં મંગાવજો.

પછી વળાસણાવાળા દરબારને જાહેર કરવા ગયા, ત્યારે તેઓને પણ એવો જ જવાબ દીધો. વળાસણામાં દરબારનો અરધ ભાગ હંમેશાથી છે. વળાસણામાં એક ભગવાણી માનસ નામે હતી, તે ઇડરના દરબારમાં કાંઇ સમાચાર કહેવા ગઈ હતી અને તે વકીલાત કરે એવી હતી.

વળાસણાવાળાની ફઇ વાસણે પરણાવ્યાં હતાં, તે વિધવા થયાથી પીયરમાં રહેતા હતાં. તેની પાસે એ વેરાગણ ચાકરીમાં રહેતી હતી. તેણે દરબારથી આગળ કહ્યું કે મુંરેઠીવાળા સાથે બધા મારવાડી સરદારો મળીને વળાસણે લડવા આવ્યા હતા, તેઓને મારીફુટી ઘસરડીને કાઢી મુક્યા.

એવે સમે દરબારથી પાસે કુકડીઆના ઠાકોર અરજણસંઘજી બેઠા હતા, તેઓના મનમા એ વાત સાંભળીને બહુ માઠું લાગ્યું, કેમકે તેનો દીકરો તથા ભાઇઓ પણ મુંરેઠીવાળાની સાથે હતા. તેથી તેમણે જાલમસંઘજી ઉપર પત્ર લખ્યો જે વળાસણ માર્યા વિના આવો તો ઇડરમાં મોંઢું દેખાડશો નહિ: અને રૂપૈયા જોઇએ તો પચાસ હજાર રોકડા મારા ઘરમાં છે, તે સઘળા તમારા છે.

તે પત્ર વાંચીને ઠાકોર જાલમસંઘજીએ હલાં કરી અને આગલે દહાડે પણ ઘોડીઘણી લડાઈ થઈ હતી ત્યારે ઉંડણીના કારભારી મહેતા ઇચ્છા છગણ વચમા નિવારણ કરવા પડ્યા હતા, તેની ઘોડીને ગોળી વાગ્યાથી ઘાયલ થઈ હતી, તે ૭ મહીના જીવીને પછી મૂઈ.

બીજે દહાડે હલાં કરી, ત્યારે વળાસણાની તરફના મોજે ખાસકીના ઠાકોર મરાણા, વળાસણા લુંટ્યું, બાળ્યું અને ત્યાનાં ઢોર તથા બાન લીધાં, તથા મોજે કૈયોડનાં ઢોર પણ જાલમસંઘજીએ લીધાં અને જાલમસંઘજી તરફના પરમાર રામાજી વજેજી ઘોડેથી પડ્યા ને ઘોડો હાથથી છુટ્યો, તે વળાસણાવાળાને હાથ લાગ્યો.

ખોરેડીના ઠાકોરનું માથું જાલમસંઘજીએ કાપી લીધું હતું, માટે કહ્યું કે અમારો ઘોડો આપો તો માથું પાછું આપીએ. પછી તેઓએ ઘોડો પાછો આપ્યો નહિ, પણ લોકોએ જાલમસંઘજીને કહ્યું કે તમે સમજુ છો, માટે રજપૂતનું માથું રાખવું યોગ્ય નથી. પછી તે માથું પાછું આપ્યું. અને ઘોડા બાબતનું વેર રહ્યું. પણ પછી તો અંગ્રેજ સરકારનો દિનપરદિન મજબુત બંદોબસ્ત થતો ગયો, તેથી વેર ઘસાઇ ગયું. પણ તથાપિ કેટલાએક મન મનમાં એવું સમજે છે કે અંગ્રેજ સરકારનું રાજ નહિ હોય ત્યારે એક બીજાનું વેર વાળીશું.

એ પછી સહુ સહુને ઠેકાણે ગયા. તે પછી સંવત્ ૧૮૮૩ માં મોજે ગોરસના ઠાકોર ચહુવાણ જાલમસંઘજી ગુજર્યા. તેઓને દીકરો નહોતો અને એક દીકરી ચાંદબાઈ નામે હતી, તે મહારાજ શ્રી ગંભીરસંઘજી વેરે પરણી હતી. ત્યારે મહારાજે કહ્યું કે મારા સસરાનું ગામ મને કન્યાદાનમાં આપેલું છે. તે માટે ખાલસા કરીને અથવા તે રાણીજીની હાથખરચીનું કરીને ત્યાં થાણું રાખીશું, અને મારી સાસુ ઓરબાઈ છે તેને અન્નવસ્ત્ર વગેરે જે જોઇએ તે અમે આપીશું, અને એ સાસુની મરજી પણ તે ગામ મહારાજશ્રીને આપવાની હતી. ત્યારે મુંરેડીના ઠાકોર જાલમસંઘજીએ કહ્યું કે એ તો મારા બાપનું ગામ છે, અને સ્વર્ગવાસી જાલમસંઘજીનો વારસદાર હું છું, એમ કહીને જબરદસ્તીથી મુછ મુંડાવીને સપિંડી શ્રાદ્ધ વગેરે ક્રિયા તેમણે કરી. એ ક્રિયા મહારાજશ્રીને પોતાને કરવાને મરજી હતી. પણ જાલમસંઘજીએ કહ્યું કે તમે વેર કરશો તો, મુંરેડીનો પટો છોડીને અમે બહારવટે જાઇશું.

પછી મહારાજે કરીને વિચાર્યું કે વળી કોઈ સમે જોઈ લઇશું, પણ હાલ તો તેમને રાજી રાખવા. પછી તે ગામ મુરેડી તાબે કર્યું. તેને વરસ એક થયું ત્યારે ઠાકોર જાલમસંઘજીએ પોતાના પાટવી કુંવર સુરજમલજીને કહ્યું કે પ્રથમ ગોતા તથા રતનપોરનો પટો ઉમે...

સગાભાઈ શેરમંઘજીને અપાવ્યો, વાસ્તે આ ગોરલ ગામ એક ઉમેદમંઘજીને આપો.

તે વાત સુરજમલજીએ કબૂલ કરી નહિ, ત્યારે ઠાકોર જાલમમંઘજી ગુસ્સે થઈ રીસાઇને જોધપુરમાં મહારાજ માનમંગજી પાસે ગયા. ત્યા છ મહીના સુધી રહ્યા, પણ ત્યા કોઈ પરો મળ્યો નહીં, અને ગાંઠની ખરચી ખાવી પડી.

કુંવર ઉમેદમંઘજીને ત્યા સાથે લઈ ગયા હતા અને ઉમેદમંઘજીની માને મુંડેઠી પાસે મોજે નાદરીમા રાખી ગયા હતા અને સુરજમલજી તથા તેની મા તથા ભાઈ મુંડેઠીમાં રહ્યા હતા અને સુરજમલજીના તથા તેના પિતાના કારભારીઓ જૂદા થયા.

તેમા ઠાકોર જાલમમંઘજીના કારભારીને હાથ ત્રણ ગામો હતાં. એક મોજે નાદરી, બીજું ધનાળ અને ત્રીજુ ગથોડીયુ. સાત ગામો સુરજમલજીને હાથ ગયા હતા. મુંડેઠી, કાનપર, નવુગામ, રેવામણ, અમદાસણ, ગોરલ અને સાનમું રણોદર. તે સિવાય મુંડેઠી પટે ભીલોના ગામ છે તે મોજે ઢેચણીયું, કસનગઢ, વાઘેમરી વગેરે.

પછી ઠાકોર જાલમમંગજી જોધપુરથી શ્રીકોટ ગયા. ત્યા ચાર હજાર રૂપૈયાની પેદાસનો પરો મળ્યો, તેથી ત્યાં એક વર્ષ સુધી રહ્યા.

પછી ઉમેદસંઘજીને કોટાના ગજની ચાકરીમા રાખીને, પોતે પાછા નાદરીએ આવ્યા. પોતે ધાર્યું હતું જે હું રીસાઇને જોધપુર જાઇશ, એટલે સુરજમલજી મને મનાવવા આવશે અને મારૂ વચન કબૂલ કરશે. તે તો કાંઈ થયુ નહિ ત્યારે પોતાની મેળે પાછા આવ્યા.

પછી સુરજમલજીને કહેવરાવ્યું જે તુ ગોરલ ગામ ઉમેદમંઘજીને આપ, નહિ તો હું મુંડેઠી પરો દરબારને લખી આપીશ. આવી ઘણી ધમકી દીધી, પણ કાંઈ માન્યું નહિ. ત્યારે ઠાકોર જાલમમંઘજીએ લડાઈ કરવાના વિચારથી સરબંધી રાખવા માંડયા.

તે વાત સુરજમલજીએ સાંભળી, ત્યારે પોતાના બાપને પત્ર લખ્યો જે તમે સરબંધી શા વાસ્તે રાખો છો? અને આ મુંડેઠીનો

પટો તમારે જેને સોપવો હોય તેને ભલે મોપો. હું વળી ગમે ત્યાં ભાવનગર વગેરેમાં જઇને રળી ખાઇશ.

એવો પત્ર લખ્યો. ઠાકોરે તેનો જવાબ લખ્યો જે તમને નવું ગામ તથા કાનપર આપું. તે હું જીવું ત્યા સુધી તમે તેટલાનો ભોગવટો કરો અને પછી મુંડેડીનો પટો તમારો છે. પણ હાલ મુંડેડીમાંથી નીસરીને નવા ગામમાં અથવા કહાનપરમાં રહો. તે વાત કબૂલ કરતાં સુરજમલજી રીસાઇને અહમદનગર ગયા અને ત્યાં ૩૦૦ બંદુકોવાળા સરબંધી એકઠા કર્યા. અને મુંડેડીના ભાયાતોને તેડાવ્યા. તેઓના નામ

૧. મોજે ભાણપર અરઘાના ઠાકોર કરણજી.

૨. મોજે સુડલાના ઠાકોરની ઉમ્મર વર્ષ ૫ની હતી, માટે તેની વતી તેનો કાકો નાહારજી.

૩. હાથરવાના ઠાકોર જીવરાજજી.

૪. મોજે મારવાડના ઠાકોર જવાનમંઘજી

૫. ઉઝવાડના ઠાકોર અજીતમધજી.

એટલા સુરજમલજીની તરફેણમા હતા. વાસ્તે તેઓને છાના કાગળો લખીને અહમદનગરમા તેડાવ્યા અને જે ભાયાતનો ઠાકોર જાલમમંઘજીની તરફના હતા તેઓને તેડાવ્યા નહિ.

જાલમમંઘજીની તરફના ભાયાતોના નામ

૧. ભાણપર અરઘાના ઠાકોર ગલાબમંઘજી.

૨. મોજે મેંજના ઠાકોર અજેમંઘજી.

૩. મોજે મહાસાના ઠાકોર ભગવાનમંઘજી.

પછી સંવત્ ૧૮૮૬ ના આશરે આસો સુદિમા રાતના બાર વાગતા સુરજમલજી મોજે નાદરી ઉપર ગયા અને તેના સરબંધીઓએ બંદુકોના ભડાકા કર્યા.

આ દેશનો એવો શિરસ્તો છે કે "જ્યારે ફોજ શત્રુના ગામને પાદર આવે ત્યારે ફોજના માલેકે નગારચીને હુકમ કર્યો હોય જે તું નગારૂં બજાવીશ નહિ, અમારે છનું ગામ મારવું છે; તેમ

ડના નગારચી નગારૂં બજાવ્યા વિના રહે નહિ તે એવું ધારે કે હું નગારૂં બજાવીને ગામવાળાને ચેતાવું તો પરમેશ્વરનો ગુનેહગાર થાઉં નહિ તેમ જ સિરબંધી લોકોને હુકમ કર્યો હોય કે તમે બંદુક છોડજો નહિ તે વાત તેઓએ કબૂલ કરી હોય, તોપણ બંદુક છોડ્યા વિના રહે નહિ કારણ કે એકદમ લડાઈ થઈ ચૂકે તો સિરબંધીનું કામ ઘણા હલકા સુધી આવે નહિ, વાસ્તે ગામને ચેતાવવા, એટલે તે ગામ તરત હાથમાં આવે નહિ ”

ભાગમભાગીને જાલમસંગના આદમીઓ સામા લડવા આવ્યા, પણ જાલમસંગે જાણ્યું કે સામી ફોજના ઘણા માણસો છે, માટે આપણે નાસી જવું તે ઠીક છે એવું વિચારીને પોતાની ઠકરાણીને લઈને નાસી ગયા તે ઠકરાણીને મોરજે મરણ પામ્યા મુઆ તે ગામ દાનાઈ નામ તે પોતે સાત વર્ષને પર અગાઉ રાખેલું હતું તેમાં ૫૦ વરસ થઈ ગયાં હતાં પછી પોતે ડુંગરમાં જતા રહ્યા અને મોરજે નાસી ગામ સુરજમલજીએ હાથ કર્યું અને હાથવાળાના ઠામના ભાઈ ને પચાસ બંદુકવાળાનો થાણેદાર સ્થાપીને પોતે મુરટીએ ગયા

સુરજમલજીની બેન રતનકુંવરનાનું સગપણ મહારાજ કુંવરશ્રી ઉમેદસંધજી વેરે કરવું હતું તે કુંવરજી સંવત ૧૮૮૧ માં દેવ થયા રતના તેની સાથે સગપણ કીધાને કુંવર મા વિર પાંચ વર્ષ પછી મહારાજ ગંભીરસંગે એવું કહ્યું કે એ કન્યા મને પરણાવો તે વાત ઠાકોર જાલમસંગે તથા સુરજમલજીએ કબૂલ કરી નહી, કારણ કે મહારાજની ઉંમર વધાર થઇ હતી માટે ના પાડી

ત્યારે મહારાજશ્રીએ સુરજમલજીને કહ્યું કે તમે એમ કરો તો અમે તમારા પક્ષમાં રહીશું એટલે સુરજમલજીએ તે વાત કબૂલ કરી હતી

પછી જાલમસંઘજી ડુંગરોમાં ગયા ત્યારે તેઓએ જાણ્યું કે એ બાઇને સુરજમલજી ઈડરમાં પરણાવશે તેથી સુરજમલજીની મા ઉપર

ઠાકોરે છાનો પત્ર લખ્યો જે એ કુંવરીને અહીં મોકલી દેજો. અમે ક્યાંઇ સારે ઠેકાણે પરણાવીશું.

પછી તે બાઇને ઠકરાણીએ ત્યાં મોકલી દીધી. ત્યારે બાપે સીમલાણાના રાજા જેરતવાળા ભાયાત છે તેને ઘેરે એ બાઇનું સગપણ કર્યું હતુ. માટે જાલમસંઘજીએ પોતાના ભાયાત ચઢુવાણુ વાસવાવાળા પસાણેગઢના ઠાકોર અરજણસંઘજી પાસે એ બાઇને મોકલી દીધી અને લખ્યુ જે આ બાઇને તમે સીમલાણાના રાજા ઘેરે પરણાવજો. તેમા ખર્ચ થશે તે બધુ અમે આપીશુ.

પછી તેણે પચાશ હજાર રૂપેયા ખરચીને એ બાઇને ત્યા પરણાવ્યા. પછી જાલમસંઘજીએ બંદુકદાર ૬૦૦ મકરાણી તથા આરબ રાખ્યા, તે લઇને એ જ વર્ષમા રાતના બાર વાગતા ગામ નાદરીમા પેસ. ત્યા સુરજમલજીના થાણદારે ખૂબ લડાઈ કરી. તેમા જાલમસંઘજીના પાચ માણસો મરાણા અને સુરજમલજીના ત્રણ મરાણા, પણ તે ગામ થાણદાર કનજીએ છોડયુ નહીં.

દૂહો—वाकरीओ वें वाच, आयो खड अदमालरा;
फनियो कालीनाग, निश्चळ कीधी नादरी. १

અર્થઃ—તે ખીજાયેલો વાઘ ઉદેસંઘજીનો દીકરો જાલમસંઘજી ચાલી આવ્યો, પણ કાળીનાગ જેવા કનજીએ નાદરી ગામ નિશ્ચળ કર્યું.

પછી તે જાલમસંઘજી પાછા પોતાને ઠેકાણે ગયા. તે ઇડર ઉપ્લામા આગીયા, મરેડા ગામ પાસે બારીયાનુ તળાવ કહેવાય છે ત્યા ઘણી ઝારી છે; તે તળાવ ઉપર જંગલમા રહેતા હતા.

નાદરીથી વળતા કેટલાએક આદમી સુરજમલજીના ગામ ગલોડીયા ઉપર ગયા અને ત્યાની મેડી સળગાવી દીધી. ત્યા સુરજમલજીના ત્રણ આદમી હતા, તે નાશી ગયા. વળી દસ પંદર દહાડામા પાછા તૈયાર થઇને રાતની વખતે મુરડી ઉપર આવ્યા.

ત્યા સુરજમલજીએ પોતાની પાસે પાંત્રીસ આદમી રાખ્યા હતા અને પોતાનો કારભારી દેવડો સરતાનસંઘજી, તે ઇડર ગયો હતો.

એવામાં સુરજમલજીના ભેદીયા એટલે ખાનગીદાર ફરતા હતા, તેઓએ આવીને સુરજમલજીને કહ્યું કે હાકેમ તનાના ઉપર આવે છે ત્યારે સુરજમલજીએ પોતાના કામભારી તરફ ઠુકર પત્ર લખ્યો કે અમ માના ઉપર હાકેમ આવે છે, અને મહારાજશ્રીએ મને ઘણીવાર બોલ બોલ આપેલા છે કે અમે તમારી મદદ કરીશુ, માટે જો મહારાજ પધારે તો તેડી આવજો, નહિ તો તમે તરત પાછા આવજો

એ વાત કામભારીએ મહારાજ રણજીતસિંઘજીને જાહેર કરી, ત્યારે મહારાજે કહ્યું જે અમે મદદમા આવીએ છીએ તેમ તો એમ કહ્યુ તો ખરૂ પણ જવાની મરજી નહોતી એમ વળી નવુ વેર ઉભુ થાય એવા ડરથી તૈયારી કરતા તે દહાડો કાઢી નાખ્યો, અને બીજે દહાડે સવારી સહિત નીસરીને વડાલીએ મુકામ કર્યો ત્યારે પેલા કામભારીએ કહ્યું કે મુરેટી તો બીજી દિશાએ રહી અને આપ આ દિશાએ ક્યા પધારો છો? ત્યારે મહારાજે કહ્યું કે અમે જઇને હાકમને આવતાનો રસ્તો રોકશુ અને તેઓને મુરેટી ઉપર જવા ન દેતા તેઓની સાથે લડાઈ કરીશુ

અને મુરેટીમા તો અગલે દહાડે હાકેમ ફોજ લઇને ગયા અને ખૂબ લડાઈ થઈ તેમા જાલમસંઘજીના પાંચીસ આસામી મૂઆ, અને સુરજમલજીના પાંચ સાત મૂઆ પણ તે ગામ આસાનથી રહ્યું આખી રાત લડ્યા પછી ખાનગ પાડીને જે સુરજમા સુરજમલજીના પાંચ સાત બહુરદાર હતા, તે સુરજમા ગામના મૂઆ નાખ્યા અને તેમા દારૂના ઢગલા હતા તે ભડાગાથી તેમા માણસો મૂઆ તે વખતે સુરજમલજીને જમણે હાથને પોચે ગોળી વાગી.

પછી બીજે દહાડે ગાહીઓના હાકેમ આવ્યા, તથા મુરેટીના આગ સાગ માણસો મળીને હાકમ જાલમસંઘજી પાસે ગયા અને કહ્યું કે તમે કોની સાથે લડો છો? તમારા દીકરાને હાથે ગોળી વાગી તેમા તમારી આબરૂ નહિ એમ કહીને ગામ બહાર હાકેમનો મુકામ કર્યો અને પત્રાન ચલાવીને નવુ ગામ તથા કાનપરૂ સુરજમલજીને

આપવાનો ઠરાવ કર્યો તે લેવાને સૂરજમલજીએ કબુલ કર્યું. ત્યારે ઠાકોરે કહ્યું કે હાલ સૂરજમલજી તે ગામોમાં જાય.

પછી સૂરજમલજી નીસરીને પોતાની મા તથા કબીલા સુદ્ધા નવા ગામમાં જઈને રહ્યા અને જાલમસંગજી મુંડેડીમા રહ્યા. એ બાપ-દીકરાની લડાઈનું ગીત છે.

પછી સૂરજમલજી નવા ગામમા ચાર દિવસ રહ્યા, પણ તેને બાપની બ્હીક રહી. તેથી પોતાને રહેવાની જગ્યા શોધવા માંડી; પણ કોઈ સરદારે તેઓને ગણ્યા નહિ, ત્યારે શાસણનું ગામ કુવાલું છે, તેમાં કિલ્લો તથા રહેવાની જગ્યા સારી છે, તેથી ત્યા જઈને રહ્યા. ત્યારે ત્યાના માલેક ચારણે પણ ત્યા રાખવાની ના પાડી કે સાહેબ! અહીં તો રહેવાની જોગવાઈ નથી; ત્યારે તેમણે કહ્યું કે અમે ધાયલ છીએ, મારે પારો છૂટે એટલા દહાડા રહેવુ છે.

એવામા મહારાજશ્રી ગંભીરસંગજી કાંઈ કારણ માટે મોજે કુકડીએ પધાર્યા હતા ત્યારે પેલા ચારણે જઈને પૂછ્યુ કે સૂરજમલજી અમારા ગામમા આવીને રહ્યા છે, તે જો મહારાજશ્રીની મરજી હોય તો રાખીએ. ત્યારે મહારાજે સહી સુદ્ધા પત્ર લખીને આપ્યો જે અમે રાજી છીએ. તમે સુરજમલજીને સુખેથી રાખો. પછી તેઓએ રાખ્યા. તે ચાર વર્ષ સુધી ત્યા રહ્યા, પણ કબીલો કુવાલમા રાખીને.

પોતે અહમદનગરના મહારાજ કરણસંગજીની ચાકરી કરવા ગયા, ત્યા તેમને ગઢેડું ગામ મળ્યુ હતુ તથા ઘોડે નોકરી આપી હતી.

એવામા કોઈ શાહુકારના પોઠીઆ અફીણ વગેરે રૂપૈયા એક લાખના માલના હતા; તે માળવેથી શામળાજી સુધી આવ્યા. તે માલ અમદાવાદ જવાનો હતો. તે શાહુકારને ભીલનો ઘણો ડર લાગ્યાથી તે સુરજમલજી પાસે આવ્યો અને કહ્યું કે તમને રૂપૈયા ૨૫૦ આપીશ અને તમે મારે વળાવે આવો.

પછી સુરજમલજી પોતાના વીશ સ્વારો લઈને પોઠીયા લેવા ગયા. તે લઈને આવતાં રસ્તામાં પચાશ ભીલ લુંટવા આવ્યા. તેઓની

સાથે લડાઈ થઈ. તેમાં એક ભીલને ઠાર કર્યો, તેનું માથું કાપી લાવ્યા અને બીજો એક ભીલ ઘાયલ થયો. પછી તે માલ ઈડર સુધી અકબંધ પહોંચાડયો.

પછી મેવાડ ઇલાકાનું મોજે પાલીયું અને વણેયું ગામ છે ત્યાંના ભીલો ઉપર સો સ્વાર લઈને ચડાઈ કરીને ગયા. તે ભીલોનો સરદાર પીપીઓ ભીલ હતો, તે તો નાશી ગયો અને તેની ઓરતો બે; તેમાં એક માનીતી અને બીજી અણમાનીતી હતી. તેમાંથી અણમાનીતી સ્ત્રી તથા તેનો દીકરો એક અને એક દીકરી. એ રીતે ત્રણ માણસો હાથ આવ્યાં, તેઓને પકડીને ડાનપરમાં લાવ્યા.

તે વાત સાંભળીને રોડાના ઠાકોર પહાડસંઘજીએ જાણ્યું કે એ ભીલ પાંચસે રૂપીયા દંડ આપી શકે એવો છે. માટે હું જઈને તેને પકડું, એટલે સુરજમલજીને કાંઈ ન મળતાં તેનો દંડ મને મળશે. એમ જાણીને હલખરીથી તે ભીલને પકડી લાવ્યા, ત્યારે તેને રૂપીયા ૭૦૦ દંડના મળ્યા. અને સુરજમલજીના મનમાં રોડા ગામ મારવાનો વિચાર થયો. પણ ત્યાંના ઠાકોર પહાડસંઘજી મહીના પછી ગુજરી ગયા, એટલે વિચાર્યું જે મારો વઢીઓ ગયો, હવે હું કોની સાથે લડું?

એવામાં મહારાજશ્રી ગંભીરસંઘજીએ રૂપાનું ગામ કટી માર્યું હતું, તે બાબત પાલણપુરના સાહેબની હજુરમાં ફરીયાદ થવાથી સાહેબે રૂ. ૭૦૦)નું હુકમનામું કર્યું; પણ તે રૂપીયા મહારાજે આપ્યા નહોતા. અને મહારાજશ્રી દેવ થયા; ત્યારે રૂપાના ઠાકોરે જાણ્યું કે હવે મારા રૂપીયા આવશે નહિ, માટે ધાર્યું, કે ઈડરનું કોઈ સારું બાન પકડું તો રૂપીયા આવે. વળી તે વાસ્તે અને હુકમનામું કેવી રીતે બજાવવું તેની તેને ખબર નહોતી, વળી બહારવટે નીકળવાનો પણ તેનો વિચાર હતો.

ત્યારે ઈડરનો કારભારી ખેમચંદ હતો. તેનો ભાઈ અખેચંદ વેપાર કરતો હતો. તે પરતાપગઢથી અફીણ તથા કપડ વગેરેનો પાંચ હજાર રૂપીયાનો માલ લઈને આવતો હતો. તેની સાથે દશ બંદુકદારો

હતા તે રૂપાલમા રાતવાસો રહ્યા. ત્યાં રૂપાલના ઠાકોરે મીજમાની આપી અને ઘણી ચાકરી કરી. અને તે બંદુકદારોને પહેલા જમાડીને માલ સાથે વિદાય કર્યા અને શેઠને એકલા રાખીને કહ્યું જે અમે તમને ઠેઠ ઈડર સુધી પહોચાડવા આવીશું.

એમ કહીને પછવાડે રાખીને પછી પોતાનો દશ સ્વારો લઈને વોળાવા જ્હાને નીસર્યા અને બે ગાઉ ઉપર જઈને શેઠને પકડીને રૂપાલથી ઉત્તરમા માણી, પેઢમાણીં એવા નામનાં ગામો ડુંગરમાં છે, તેની સીમમા ઘણી ઝાડી છે ત્યા જઈને રહ્યા.

તે વાણીએ કહ્યુ જે તમે માગો તેટલા રૂપૈયા હું દંડના આપુ, ત્યારે ઠાકોરે કહ્યું જે તમારા રૂપૈયા અમારે લેવા નથી, પણ તમારો ભાઇ ઈડરનું કારભારૂ કરે છે તે અમારા હુકમનામાના સાત હજાર રૂપૈયા અપાવે, અથવા તે રૂપૈયા વળી રહે ત્યા સુધી અમારી પાસેથી દરબારના હક્કના રૂપૈયા લે નહિ, એવો બંદોબસ્ત કરાવી આપે તો તમને છોડી મુકીએ.

પછી અભેચંદ શાહે પોતાના ભાઇ ઉપર પત્ર લખ્યો, પણ ભાઇએ કહ્યું જે દરબારના રૂપૈયા તો, ઈડર ઉપર સરકારની જપ્તી છે માટે, તે સરકારના હાથમા છે, મારા હાથમા નથી.

પછી રૂપાલના ઠાકોરે તે અભેશાહને ઘણુ દુખ દીધુ, તે એવી રીતે કે તેને લાઘણો કરાવી, માર માર્યો, અને તેના કાનમા દારૂ ભરીને સળગાવ્યો. એવી ઘણી ઘણી સખ્ત કરી, ત્યારે અેભચંદ શાહે સુરજમલજીને કહ્યુ જે મારા લાઇને લાવી આપો તો સાત હજાર રૂપૈયા હું તમને આપુ એવુ લખત લખીને સુરજમલજીને આપ્યુ.

ત્યારે સુરજમલજીએ તપાસ રાખવા માંડી કે રૂપાલના ઠાકોર ક્યે ઠેકાણે છે. ત્યારે ગામ વાડીના ભીલોને રૂપાલ સાથે વેર હતુ; કારણ કે રૂપાલવાળાએ ઘણી વાર વાવડીના ભીલના ખૂન કર્યા હતાં, તેથી સુરજમલજીએ વાવડીના ભીલોને તેડાવીને કહ્યું જે તમે ઠાકોર કસેમંધજીની ખબર લાવો તો તમને અઢીસેં રૂપૈયા આપીશુ.

હતા. (સુબેદારો હશે) તેઓ પાછલી ૭ ઘડી રાતે ગોતે આવ્યા, ત્યારે પાદર ખેતીવાળા લોકો હતા તેઓએ જઈને ગામમાં ખબર કરી કે લશ્કર આવે છે. ત્યારે ત્યાં લડાઈ થઈ અને નીચે લખેલા રજપૂતો કામ આવ્યાઃ

૧ રતનો રાઠોડ, ૨ કૈતજી વાઘેલો, ૩ ગાનાર મીર એક, ૪ કરજી પાતાને ગોળીઓ બે, પગમાં એક અને છાતીમાં એક વાગી. તે હાલમાં વિદ્યમાન છે, ૫ સાલજી ભાટી, ૬ ગલજી દેવડાને ગોળીઓ બે વાગી, તે હાલ જીવતો નથી; ૭ ગલજી નાહલજી ભટીને પગમાં ગોળી લાગી તે હાલ વિદ્યમાન છે; ૮ ખુશાલીઓ ખવાસને હાથે ગોળી વાગી, તે હાલ વિદ્યમાન છે.

ત્યાં મેડીથી નીચે એક ઘેરો બાંધ્યો હતો, તેને લેવા સારૂ સાહેબની તરફનો તુર્કી સ્વાર એક આવ્યો. તેને ગોળી વાગ્યાથી તે મરણ પામ્યો. પછી બીજા જે જે આવ્યા તે પણ એકે એકે આશરે પાંત્રીશ માણસ સરકારના એ ઘેરા ઉપર મૂવાં; પણ ઘેરો તેઓનાથી લેવાયો નહિ. ત્યા એક સાહેબનું ખૂન થયુ. પણ રાત્રિએ તે ગામ ભેળાયું નહિ.

પછી સવારમા ઠાકોર અભેસંગજીની ઠકરાણી જે સુરજમલજીની કાકી વિધવા હતા, તેણે વિચાર્યું કે આ (રા)જપૂતો લવાયા છે અને હવે હું પકડાઈ જાઇશ; તેથી બારીએ થઈને નીસરીને ભીલની સાથે સુરજમલજીના કબીલા પાસે પાનવરે ગયા.

તે દહાડે બપોર સુધી લડાઈ ચાલી, પણ ગામ ન ભેળાયાથી સાહેબ પણ અકળાયા. ત્યારે મહાવડના ઠાકોરના ભાયાત ગામ ઘેરોદના, કે જેના ગામો ધગેઈ, હડોળ, તે ગામો સુરજમલજીએ લૂંટયાં હતા અને બાળ્યાં હતાં, તથા ઈડર દરબારનું ગામ ટેચાઇઆ લૂંટયું બાળ્યુ હતુ. તેથી ત્યાના કોળીઓ પણ સાહેબની સાથે હતા.

તેઓએ સાહેબને કહ્યું જે હુકમ હોય તો અમે આ ગામ ભેળીએ. પછી તેઓને હુકમ મળ્યાથી તેમણે ખાતર પાડીને ગામમાંથી

ઘોડા દોડ્યા અને ગામ લુટયું; પછી બાળ્યુ. ત્યારે રતનો રાઠોડ તલ્વાર લઇને નીસર્યો તે દશ બાવીસ માણસ મારીને પોતાનું માથું કપાવી પાડ્યુ. ત્યાર પછી પણ દશ વીશ પગલાં ચાલીને લડ્યો.

લોકો કહે છે કે ગળીનો તાનશો આડો નાખ્યો ત્યારે ધડ પડ્યું. કેટલાએક રજપુતો એ ગામ બાળ્યુ તેમાં બળી ગયા. એ રીતે ગડોડે માથું પડ્યા પછી લીંબડામા તલવાર મારી, તેનું નિશાન હાલ સુધી છે.

સોરઠો—आगे केता पम सर पडियां धड उकसे,
नर रत्ना तें नेम, सो राख्यो मड धोरड़ा. १

અર્થ:—અસલ એમ કહેતા કે માથું પડ્યા પછી ધડ લડે, એ ગેરમંધડીના વંશના ભડ રતના તે નિયમ તેં રાખ્યો.

दोहरो-नमख उजालण नीरल, हूरवरण हरहार,
घाही रतनें राठवड, झूटयां सर तरवार. १

અર્થ:—નીમક ઉજાળનાર અને કુળનું પાણી ઉજાળનાર અપ-સરાને વરનાર અને શિવનો હાર થનાર રતને ગઠોડે માથુ તૂટ્યા પછી તલ્વાર વાહી. ૨

गोता कोधा गागरण, मतरो बाधी मोड
सरपडियां जूठो समर, रंग रतनराठौड. ३

અર્થ:—મારવાડમા ગાગરણ ગઢ છે ત્યા પાદશાહની ફોજ સાથે લઢીને ત્યાના અચળદાસ ખીમીએ કિલ્લો રાખ્યો તેમજ ગોત ગામ ગાગરણની પેઠે કર્યું અને મૃત્યુનો મુગટ બાધીને માથું પડ્યા છતા યુદ્ધમા મંડ્યો માટે રતનાગડોડને રંગ છે. ૩

गौरा पुछे सो हरी, घातजी ग्या वास
आव्या नहीं जुगगया अजे, कैलाशी कैलास. ४

અર્થ:—પાર્વતી શિવને પુછે છે કે શિવ ઘર તજીને ગયા છે તેને આજ જુગ ગયા, પણ આવ્યા નહિ. શિવ કૈલાસમા. ૪

गीत

**शिवा कहे वात सुणो पत सीता, विखधर छोड गया घरवास,**
**बहु दन हुवा अठे मो बेठां, कैलाशी नाया कैलाश. १**

અર્થ—પાર્વતી કહે છે કે એ સીતાના પતિ! વાત સાભળો શિવ ઘર છોડીને ગયા છે અને અહિં બેઠા મને ઘણા દિન થયા, પણ શિવ કૈલાસમા આવ્યા નથી ૧

**भूल्या राह सदन भ्या भूली, मो सुध नहि कय गया महेश,**
**केता काल हुवा जग केता, भवन नहीं आया भूतेश. २**

અર્થઃ—તે રસ્તો ભૂલ્યા કે ઘર ભૂલ્યા? મને ખબર નથી જે શિવ કયા ગયા? કેટલા કાળ અને કેટલા જુગ થઈ ગયા, પણ શિવ ઘરે આવ્યા નહિ. ૨

**पणवे हरी सुणो पारवती, जध गोते रचीयो जमराण,**
**उमासुतरो शीश लेववा, कर ललच रहिया कल्याण. ३**

અર્થ—ત્યારે વિષ્ણુ કહે કે પાર્વતી! સાભળો ગોતા ગામમા જમરાયના જેવો જુદ્ધ રચ્યો છે, ત્યા ઉમાજીના દીકરાનુ માથુ લેવા સારૂ લાલચ કરીને શિવ રહ્યા છે ૩

**ए सब वात साच छे उमिया, कर मत शोच रदे तलकीस,**
**रतने सर दीधो राठोडे, ईला घर आशी हवे इश. ४**

અર્થઃ—એ પાર્વતી એ બધી વાત સાચી છે, માટે તુ મનમા કશી ચિંતા કરતી નહીં રતના રાઠોડે માથુ આપ્યુ, માટે હે ઉમા! શિવ ઘેર આવશે ૪

ત્યાથી ગાઉ ત્રણ ઉપર ધુઆના ડુગરમા સુરજમલજી હતા, ત્યા તેમણે બંદુકોના ધડાકા સાભળ્યા તથા ગામ બળતુ દીઠુ. ત્યારે ભડારી જેઠાજી તથા કુપાવત ધીરજી એ બે જણાને જોવા મોકલ્યા તેમણે ગામના લોકોને નાસતા દેખીને તેઓને હકીકત પૂછી અને જઇને સુરજમલજીને કહી એટલે સુરજમલજી તરત ચડ્યા અને ગોતે આવ્યા

તે સમે આગમો બ દુકદારો તેઓની માથે હતા તે સમે સાહેબ ની ફોજ એ ગામના તળાવમા પડી હતી અને લોકો ધવાયેલા અને કઇક મૂએલા, તેઓને ડોળીઓમા ઘાલેલા હતા કોઈ તો પાણી પીતા હતા.

સુરજમલજીએ પોતાના બ દુકદારોને ડુગરી ફરીને ગોતા તથા વડાલી વચ્ચે વાધુ છે ત્યા આગળ મોકલ્યા અને પાછળથી તેના સ્વારોએ ઉપાડો કર્યો તેથી સાહેબની ફોજ નાઠી તેને વચમા ઘાલીને ફોજના ઘણા માણસોને મારી નાખ્યા ત્યા પણ કોઈ એક સાહેબનુ ખૂન થયુ

પછી સાહેબની ફોજમાથી જેઓ બચ્યા તેઓએ વડાલીએ મુકામ કર્યો ત્યાથી બીજે દહાડે ઇડર અને ત્રીજે દહાડે સાદરે આવ્યા અને સુરજમલજીએ પોતાના ગ્હેરાણમા જઇને મુકામ કર્યો પછી પોતાના ગુજરાન સારૂ ઈડરનુ ગામ ગનાડ છે ત્યાના વાણીયાને બાન પકડયા તેને લઇને જઇને પાનવરે ગયા.

પછી સાદરના સાહેબ તૈયાર થઇને ઘણી ફોજ ભેળી લઇને બે તોપો લઇને અહમદનગર આવ્યા અને ત્યાની સતીઓ બાનન જે મે જણને પકડ્યા હતા, તેમાથી શેણાવાડાના ઠાકોર શેરસંઘજીને તો છોડી મેલ્યા, અને લાલજી શકરવાળાને સાદરની તુરગમા મોકલી દીધા

પછી સાહેબ ઇડર આવ્યા ત્યા તેઓએ મુરડીના ઠાકોર જાલમસઘજીને તેડાવ્યા અને કહ્યુ જે તમારો દીકરો આવો જુલમ કરે છે તેને પકડવા સારૂ તમે આગળ થાવો એ સમે સુરજમલજી ફારકીમા આવ્યા હતા, તે વાત જાલમસઘજીએ સાહેબને જાહેર કરી, અને માયને પેટે સુરજમલજીને પણ ખબર કહી જે તારા ઉપર સાહેબની સ્વારી આવે છે, માટે નાશી જજે

પછી જાલમસઘજી સહિત સાહેબ ફોજ લઇને ફારકીએ ગયા ત્યારે સુરજમલજી ત્યાથી નાઠા, અને તેઓની જાજમ તથા ઉંટનો

કાઢેડા વગેરે કેટલોક સામાન પડ્યો રહ્યો; અને ગલોડાના શાહુકાર આણુકાને પકડેલો તે પણ છૂટી ગયો.

ત્યાંથી ઘોડાધરો, કારકી તથા પોળ્યો વચ્ચે ડુંગરમાં પાણીનો ઝરો વગડામાં છે, ત્યાં સુરજમલજી ગયા. પછી સાહેબે જઈને ગોરલગામમાં મુકામ કર્યો. ત્યાં પણ જાલમસંઘજીએ સાહેબને ખબર આપી અને માંયલે પેટ સુરજમલજીને પણ ખબર કરી, એટલે લશ્કર ઘોડાધરે ગયું.

ત્યાં સુરજમલજી બેપરવાઇથી રહ્યા હતા. તેઓએ લશ્કર સામી થોડી ઘણી લડાઈ કરી, પછી નાઠા. તે નાસતી વેળાએ તેનો ભાઈ શેરસંઘજી ગલરાઇને પાછળ રહી ગયા, તે માર્યા જાત, પણ તેના આદમીઓએ ઉંચકીને ડુંગરા ઉપર ચઢાવી દીધા.

પછી ત્યાંથી નાસીને પાનવરે ગયા. ત્યારે સાહેબે પાછા આવીને ગોરલમાં મુકામ કર્યો. વળી જાલમસંઘજીએ કહ્યું જે રૂપાલના ઠાકોર ફતેસંઘજી બહારવટે છે તે તથા અહમદનગરના રાજા પૃથ્વીસંઘજી તથા તખતસંઘજી વઢે છે તે તથા સુરજમલજી: એ સર્વે આજ મોજે કુવામાં આવ્યા મંળળાય છે. તેમ કહેવાનું કારણ એ હતું કે જાલમસંઘજીથી લઢીને સુરજમલજી પ્રથમ કુવાવે રહ્યા હતા, તેના ખારથી એવી સલાહ આપી.

પછી સાહેબ કુવાવે પધાર્યા. તે સંવત્ ૧૮૯૧ ના ફાગણ વદી ૧૩ ને રોજે રાતના ૯ વાગતાં ૮૦૦ સ્વારોએ આવીને ગામને ઘેરો ઘાલ્યો અને ચઉદશને રોજ પોહોર દહાડો ચઢતા સાહેબ પોતે પધાર્યા. ત્યારે ચારણો મળીને સાહેબ પાસે ગયા. તેમા આ હકીકત લખાવનાર ગઢની ધીરજી કહે છે કે હું પણ હતો.

પછી સાહેબે પૂછ્યું જે સુરજમલજી ક્યાં છે? ત્યારે ચારણોએ કહ્યું જે તેની અમને ખબર નથી. ત્યારે સાહેબે એ ગામ સામી તોપો માંડી, અને ગોળા મારવા માડ્યા. એટલે ગામની રૈયત કિલ્લાના પછવાડાની બારીએથી નીસરીને નાશી ગઈ, પણ તેમાંથી ઘણા

લોકો પકડાયા. પછી તોપો મારીને દરવાજો તથા રાજગઢ તોડી નાંખ્યાં અને ગામ લૂંટયું તથા ઘાસ ભરીને તમામ ઘરો બાળી નાખ્યાં. તેમાંથી દોઢસો ભેંસો અને પચાસ ગાયો તથા ચાર ઘોડાં શિવાય બાન પચાસ પુરૂષો એટલાંને લઇને સાહેબે ગોરલ જઇને મુકામ કર્યો.

ત્યાં એક દિવસ રહીને પછી પરગામના મેમાન બ્રાહ્મણો ૪ પકડયા હતા, તેઓને સાહેબે છોડી મૂકયા. બીજાં બાનોને લઇને જઇને વડાએ મુકામ કર્યો. ત્યાર પછી તે પકડાએલાં ઢોર તો દીઠાં જ નહીં જે ક્યા ગયા? અને સર્વે બાનોને મંદિરમાં કેદ રાખીને સાહેબ લશ્કર લઇને સુરજમલજીને પકડવા સારૂ પાનવરે પધાર્યા.

ત્યાં સુરજમલજીએ ખૂબ લડાઈ કરી અને લશ્કરનાં પાસ (૫) માણસો તથા એક સાહેબ કામ આવ્યા. આખરે લશ્કરે પાનવરા ગામ લીધું. ત્યારે ત્યાંની રૈયત ડુંગરોમાં નાસી ગઇ, તે ગામ લશ્કરે લૂંટયું તથા બાળ્યું. વળી તેના તાબાનું માનપર ગામ લૂંટયું અને બાળ્યું. સુરજમલજીની ઠકરાણી જેઠીજી હાલ વિદ્યમાન છે, તેઓએ એ સમાની વાત ધીરજી ગરવીને કહી હતી, જે એક નાની દીકરીને કેડમાં તેડીને હું ડુંગરોમાં નાઠી અને મારા પગમાં કાંટા વાગ્યા હતા, એવું મહા દુઃખ અમારે પડયું હતું.

પછી સાહેબે પાછા આવીને ગામ દેલોલી તથા વડાસીએ થઇને ઇડર આવીને મુકામ કર્યો. ત્યાં બે મહિના સુધી રહ્યા. એવામાં દાસાવના ઠાકોર દોલતસંગજી તથા ખેડાવાડાના ઠાકોર હિમ્મતસંગજીને અદાવત હતી. તેથી દ.સે.લવ.ગા.એ સાહેબને જાહેર કર્યું જે ખેડા-વાડાના ઠાકોર ચોરોને સંઘરે છે, અને લૂંટફાટ કરાવે છે, તથા બહાર પડાવે છે, માટે તેમને શિક્ષા કર્યાં વિના આ દેશના લોકો સુખથી રહી શકશે નહિ.

પછી સાહેબે ચૈત્ર મહીનામાં ત્યાં જઇને એ ગામ લૂંટયું, બાળ્યું તથા ઢોરો અને બાન પકડયાં. ત્યાંના ઠાકોર હિમ્મતસંગજીનો

નાનો ભાઇ જીવાજી ઉમ્મર વર્ષ ૩૦ નો હતો તે પકડાયો, તે હાલ વિદ્યમાન છે.

તેને લઇને ઇડર ગયા. પછી કુવાવમા બાનમા ધીરજીને, તથા તેના કાકા વજાજીને તથા ખેડાવાડાના બાન ૨૭ ને સાદરે મોકલ્યા. ત્યા અહમદનગર તથા રૂપાલ વગેરેના મળીને બાન ૧૭૫ હતા. પછી અહમદનગર પાસે વેંઝવોપ ગામમા અતીતનો મઠ છે, ત્યા રૂપાલના ઠાકોરે અફીણ વગેરે માલ પડાવીને રાખ્યો છે, એવું કોઇએ કહ્યાથી ત્યા લશ્કર ગયુ અને તે મઠ લૂંટયો તેમાથી પચાસ મણ અફીણ હાથ આવ્યુ

ત્યાના બે અતીતોએ પોતાના ગુહ્ય અગ કાપીને સાહેબ સામાં નાખ્યા તે અતીતોને કેદ કરીને સાદરે મોકલ્યા, અને સાહેબે તે ગામ લૂંટાવ્યુ. પછી જેઠ મહીનામા સાહેબ સાદરે પધાર્યા, અને સુરજમલજી કુવાવાના ડુંગરમા છાના રહ્યા. તેઓ ઇડર જીલ્લાનાં બાન તથા ઢોર પકડતા હતા અને લૂંટફાટ કરતા હતા. તેઓએ પોતાનો કબીલો પાનવરે રાખ્યો હતો

એવામા સિદ્ધપુરના મહંત ગુજર્યા. તેના બે ચેલા ગાદી વાસ્તે માહોમાહે લડ્યા તેથી એક ચેલો રાજભારથી બહારવટે નીકળીને સુરજમલજીને જઇને મળ્યો, અને તેણે પોતાનું નામ ફેરવીને રજપૂતનો વેશ રાખ્યો. તેણે સુરજમલજીને કહ્યુ જે તમે મારી સહાય કરો અને તમારૂં તમામ ખર્ચ હું આપીશ. પછી તેઓ મળીને સિદ્ધપુર પરગણામા લુટફાટ કરવા લાગ્યા.

એક સમે અઢાર સ્વારો લઇને સિદ્ધપુરને પાદર સરસ્વતી નદીને કાઠે ઉતર્યા ત્યા રસોઈ કરાવીને જમ્યા, અને કોઇ લોક પૂછે કે ક્યાના સ્વારો છે ? ત્યારે કહે કે કુકડીઆના છીએ અને પાલણપુર પરગણાના વડગામના દિવાનજી ગુજરી ગયા છે, તેના લૌકિકે જઇએ છીએ. (એવામા તે ગુજર્યા હતા.)

પછી સાંજ પડી ત્યારે બધા સ્વારો બજારમા ગયા અને ત્યાના નગરશેઠને પકડવો હતો, પણ તે તો મળ્યો નહીં. અને લખુ શેઠ

નામનો વાણીઓ જે લાખ રૂપૈયાની આશામી હતો તેની દુકાને જઈને ગુમાસ્તાને પૂછ્યુ જે લખુ શેઠ ક્યા છે ? ત્યારે ગુમાસ્તે કહ્યુ જે તમારે શુ કામ છે ? ત્યારે કહ્યુ કે અમારે હુંડી વગાવવી છે ગુમાસ્તે કહ્યુ કે હુંડી લાવો તેના રૂપૈયા અમે આપીએ, અને શેઠ તો મેડી ઉપર વાળુ કરવા બેઠા છે એમકે પછી દિવસ આથમે તો ચોવી આહારની વખત થઇ જાય.

પછી તે સ્વારો ઘોડેથી ઉતરીને મેડી ઉપર ગયા અને શેઠને મારી પકડીને હેઠે ઉતાર્યો પછી ધારજી કુંપાવતે તે શેઠને પોતાના ખોળામા ઘોડા ઉપર ઘામના ભાગની પેઠે લીધો

તે સમે બજારમા ખુમાખુમ થઇ રહી. પણ તેને લઇને નાશ તે દરવાજે આવ્યા. ત્યા દરવાન દરવાજો બંધ કરતો હતો, તેને ગાળ દઇને લાતની દેવડે તરવાર ઉગામી, એટલે તેણે દરવાજો ઉઘાડ્યો ત્યાથી નાશીને ઉંઝા પાસે ગામ એઠું છે ત્યાના ડુંગરમા આવ્યા અને સિદ્ધપુરમાથી ગાયકવાડી થાણુ વારે ચડ્યુ તે પછવાડે પછવાડે આવતુ હતુ, પણ તેઓને સિરપાવની કે ઇનામ મળવાની આશા નહોતી તેથી ધાડાવાળાઓ સાથે લડાઇ કરવાની તેમની ઇચ્છા નહોતી તેથી તેઓ એઠ સુધી આવીને પાછા ગયા

સુરજમલજી ત્યા એક દહાડો રહીને અને બીજે દહાડે ઘુઆના ડુંગરમા રહીને પાનવરે ગયા ત્યા લખુ શેઠે કહ્યુ જે તમે મને દુઃખ દેશો નહિ, અને મારે દૂધ સાકર તથા ચોખા ખાવા જોઇશે અને અને પલંગ તથા ગાદલા જોઇશે, તે આપો અને હુ ચિઠ્ઠી લખી આપુ, તે લઇ જઇને મેધ શહેરમા વગાવવા મોકલો તો તેના રૂપૈયા મળશે. અને મને છોડી મૂકો તો જેટલો માગો તેટલો દંડ આપુ.

ત્યારે તેણે કહ્યુ જે અમારે દંડ જોઇતો નથી અમારે તો આ ગોસાઇનુ કામ ગાયકવાડ સરકારના હાથમા છે અને તમારૂં કામ અંગ્રેજ સરકારના હાથમા છે શેઠે કહ્યુ એમા મારો કંઇ ઉપાય નથી ત્યારે સુરજમલજીએ કહ્યુ જે તે કામ પાર પડશે ત્યા સુધી તમારે અહીં

રહેલું પડશે. વળી બીજા શાહુકારને પણ પકડી લાવશું. પછી શેઠે ખરચી વાસ્તે હુંડી લખી આપી, તે વટાવીને રૂપૈયા લાવ્યા.

પછી સિદ્ધપુરના મહાજનોએ વડોદરે અરજી કરી જે શાહુકાર પકડાયો છે તેની ખબર લો, નહીં તો કોઈ બીજાને પકડી જશે તો અમે સૌ સિદ્ધપુરમાંથી ઉચાળા ભરીશું.

એ અરજી સાંભળીને ગાયકવાડ સરકારે વડોદરાના રેસીડન્ટ મી. આઉટરામ સાહેબને અરજ કરી જે, મહીકાંઠાવાળા અમારા શાહુકારને પકડી ગયા છે, તે તમે અપાવો. પછી તે સાહેબે મુંબઇ સરકારમાં લખ્યું. ત્યારે શાહુકારીએ (સરકારે) સાહેબને સાદરે મોકલ્યા. તેઓએ સાદરે આવીને, પછી ઈડર જઇને સઘળા બહારવટીયાઓને જમાન તથા બાંહેધરી આપીને તેડાવ્યા અને કહ્યું જે તમારા સર્વ ગુન્હા માફ છે.

પછી સુરજમલજી આવીને હાજર થયા. તેઓને જઇને સાહેબે કહ્યું જે તમે હાથમાંથી તલવાર નાંખી દો. એટલે સુરજમલજીએ તલવાર નાંખી દીધી. પછી સુરજમલજીએ કહ્યું જે મારા સરબંધી લોકો પગાર વાસ્તે મને બહુ નડશે, તથા મારે ખાવા અનાજ નથી તેનો બંદોબસ્ત થવો જાઇએ.

પછી સાહેબે તેમના ગામ નવું ગામ તથા કાનપર એ બે હવાલે કર્યા અને દર સ્વારનો પગાર માસ ૧ નો રૂ. ૧૦) લેખે વીશ સ્વારોનો બંદોબસ્ત કરી આપીને, ઈડર દરબારની વતી ગામ બીલોડા-ના થાણદારની નોકરી સુરજમલજીને આપી, અને મકરાણી, આરબી તથા સિપાઇઓ વગેરેનો જે પગાર ચડ્યો હતો, તેઓને ભેંસો વગેરે ઢોર હતાં તે ખંડી આપ્યાં. તેમાં રૂ. ૧૦૦) ને ઠેકાણે દશથી ચૂકાદો કર્યો. બંદુકો પણ ખંડી આપીને વિદાય કર્યા.

સુરજમલજી સાથે તેના જીલ્લાયતો જે વખનમાં હતા તેઓને તેઓનાં ગામ સોંપ્યાં. એ જ રીતે અહમદનગરના તથા રૂપાલ વગેરેના ઠાકોરોના ગુન્હા માફ કરીને બાંદ(ન) આપીને તેડાવીને, તેઓનાં

ગામ હવાલે કર્યા તથા સર્વ પ્રકારે સમાધાની કરીને કહ્યુ જે હવેથી સરકારના સામધર્મી રહેજો

એ સમે મી વાલેપ સાહેબ પણ સાથે હતા પછી લખુ શેઠને સિદ્ધપુર મોકલ્યા અખેચદ શાને તેને ઘેર મોકલ્યા પેરે બાવે સુરજમલજીને કહ્યુ જે મારૂં તમે કાઈ કર્યું નહી પછી બાવે વડોદરે જઇને ગાયકવાડ સરકારને ફરિયાદ કરી ત્યારે ગાયકવાડે તે બાવાને ૭ મહીના સુધી કેદમા રાખ્યો પછી બાવે કાઇ નજરાણું કર્યું, એટલે તેને પોતાના ગુરૂની ગાદી મળવાનો હુકમ મળ્યો. તે રાજભાગ્થી હાલ સુધી એ ગાદીએ વિદ્યમાન છે તેની પાસે પાચ લાખ રૂપૈયા કહેવાય છે

આઉટરામ સાહેબ મહીકાંઠાનો સારો બદોબસ્ત કરીને વડોદરે ગયા એ બદોબસ્ત સંવત્ ૧૮૯૩ મા થયો તે સમે સાદરાના પોલીટીકલ એજન્ટ મી અર્સકીન સાહેબ હતા, અને તેઓના આસીસ્ટટ વાલે (પ) સાહેબ હતા

પછી સુરજમલજીના પિતા જાલમસધજી સંવત્ ૧૮૮૪ ના ભાદરવામા ગુજર્યા તેથી મુરેઠી પટો સુરજમલજીને મળ્યો અને તેમના ભાઇ શેરસધજી ગોતા તથા રતનપરમા રહ્યા તે શેરસંધજી સંવત્ ૧૮૯૬ ની સાલમા ગુજર્યા તેનો દીકરો એક હમીરસંધજી હાલ વર્ષ ૨૦ ની ઉમ્મરમા છે અને સુરજમલજીને દીકરો એક અધ (ઇદ) ભાણજી ઉમ્મર વર્ષ અઢીનો છે

## ઉપરના ઇતિહાસની પૂરવણી.

સવત્ ૧૮૯૦ મા જ્યારે સુરજમલજી પોતાના બાપથી રીસાઇને મોજે કુવાવમા રહેતા હતા, ત્યારે ગાડીઓલના ઠાકોર ગલાબસધજીના કુવરો ૪, તેમા બે કુવરો ચહુવાણી રાણીના ગંધનાપસંધજી તથા ખુમાણસધજી અને વાઘેલી રાણીના આણદસંધજી હતા

તે ગલાબસંઘજીનું ચહુવાણી રાણી ઉપર મન નહોતું. તેથી તેને કાંઇ આજીવિકા મળ્યાથી તે બાઈ પોતાના બે કુંવરોને લઇને રીસાઇને વડોદરાના ખચા જમાઇનું ગામ ભાદરડી ઇડર જીલ્લામાં છે, ત્યાં જઇને આઠ મહીના સુધી રહીને, પછી ઇડર જીલ્લામાં આપણું ગામ તશીયું છે, ત્યાં જઇને ૭ મહીના રહ્યાં. પણ તેના ધણીએ તેની આજીવિકાનો કાંઇ બંદોબસ્ત કર્યો નહિ, ત્યારે તે બાઇએ ઇડરમાં આવીને મહારાજ ગંભીરસંઘજીને અરજ કરી. તેથી મહારાજે જઇને ગાંડીઓલને પાદર મુકામ કર્યો અને ઠાકોરને બોલાવીને ઘણો ઠપકો દીધો અને આજીવિકાનો બંદોબસ્ત કરાવી આપ્યો.

પણ દરબાર પાછા ઇડર પધાર્યા, એટલે તે બંદોબસ્ત તૂટી ગયો. તેથી તે બાઇ વળી રીસાઇને મોજે ભૂતીયું ગામ છે ત્યાં ગયાં, પછી કુંવર રઘનાથસંઘજી કુવાવે જઇને સુરજમલજીને મળ્યા. તે રઘનાથસંઘની ઉમ્મર બાવીશ વર્ષની હતી. ત્યારે સુરજમલજીએ સલાહ આપી કે તમે તમારા બાપને કાંઈ નુકશાન કરશો ત્યારે તે માનશે.

એ ગુલાબસંઘજીને સુરજમલજીના પિતા સાથે દોસ્તી હતી અને એ કુંવરોને સુરજમલજી સાથે દોસ્તી હતી.

પછી કુંવરે સિરબંધી રાખવા માંડયા. એ સમે ગાંડીઓલનો ભાયાત હિંદુજી તે ગલાબસંઘજીથી વખે હતા અને રઘનાથસંઘજીએ એવી તદબીર કરી કે પોતાના એક બે માણસોને ગાંડીઓલને પાદર મોકલીને ત્યાંના કણબીના લુગડાં ખેંચી લીધાં, એટલે હિંદુ જીનના શકથી ગાંડીઓલના બધા સરબંધીઓ તે તરફ ચડયા.

એટલે બીજી તરફથી રઘનાથસંઘજી પોતાના ચાળીશ સરબંધી સહિત તે ગામમાં પેઠા. તે સમે ગલાબસંઘજી પાસે ગેનજી ભાટી નોકર હતો, તે સામો લડીને મુઓ. તેણે કેટલાએકને જખમી કર્યા અને ગલાબસંઘજીનો હાથ કોણી કપાઈ પડ્યો તથા કપાળમાં જખમ લાગ્યો.

પછી લડાઈ બંધ રહી અને રાણીએ હજામને બોલાવીને પારો બંધાવ્યો, લોકોએ કુંવરને ઠપકો દીધો. બીજે દહાડે મવાડમાં મુરેઠીથી ઠાકોર જાલમસંધજી તથા કુકડીઆના કુંવર પ્રતાપસંધજી અને પડરના કારભારી લખજી પંચોળી વગેરે આવ્યા, અને કુંવરે (ને) કહ્યું જે હવે તું અહીંથી નાસી જા, નહીં તો તોપો મંગાવીને તારૂં ગામ ઉડાવી દેશું, અને તને મારીશું.

પછી પંચાત કરી તેને બરવાળ ગામ આપ્યું પછી તે કબીલો લઈને ત્યાં ગયા, પછી ઠાકોર ગલાબસંધજી સંવત્ ૧૮૯૨ માં પડયા; ત્યારે રઘનાથસંધજી તથા ખુમાણસંધજી ગાદીઓલમા ગયા અને વાઘેલીજીના બે કુંવરોને મોજે બરવાળ આપ્યુ. તે રઘનાથસંધજી સંવત્ ૧૮૯૩ માં પડયા; ત્યારથી ખુમાણસંધજી ગાદીએ છે.

સુરજમલજી સંવત્ ૧૮૯૨ માં વખે હતા, ત્યારે ઠાકોર જાલમસંધજીનો કારભારી મેહતીઆ શેરજી સુરનાજી ગામ દેસોલમાં પોતાને સાસરે ગયો હતો, તે સુરજમલજીનો ભરોંસો રાખતો નહીં, પણ સુરજમલજીનો બારગીર લાલજી દેવડાનો ભરોસો રાખતો હતો કે, એ મને મારશે નહીં. તે લાલજીને સુરજમલજીએ કહ્યું જે તું જઈને શેરસંધજીને માર; ત્યારે તે લાલજીએ ના પાડી.

પછી તેને મુરેઠીનો કારભાર આપવાની લાલચ આપીને તે વાત કબૂલ કરાવીને દેસોલે મોકલ્યો. તેણે જઈને ગામને પાદર ઉતારો કર્યો, અને ત્યાં મળવા સારૂ શેરજીને બોલાવ્યો; ત્યારે તેને લાલજીનો ભરોસો હતો, તેથી તેને મળવા તે ગયો, ત્યારે શેરજીએ તેને કસુંબો પાયો. પછી વાતો કરતા તરવાડો (તલ્વાર) ઉચાડીને મારી નાખ્યો, તે સમે શેરજી સાથે બે ચાર માણસો હતાં. તે એટલા સારૂ જે લાલજીને વાસ્તે રોટલા કરાવીને મંગાવ્યા હતા.

**સોરઠા–જે તું બંધવ જાણ રુડી યાંધી રાખડી;**
**उमर याधी आण दीधी लाला देवडा ! १**

અર્થઃ—જેણે તને ભાઈ જાણીને સારી રાખડી બાંધી, તેને આખી ઉમરનો કાળો વાધો લાવીને, ઓ લાલા દેવડા! તેં આપ્યાં. ૧

છે, માટે તમે મોટે દરજ્જે છો, તેથી હું તમારા ભેગી જમવા જોગ્ય નથી. એ વગેરે ઘણાં બહાનાં કાઢ્યા, પણ પેલી મોટી બહેને હઠ લીધી.-ત્યારે નાની બહેને કહ્યું કે તમે મુસલમાનને પરણ્યાં છો, માટે કે તમારા ભેગી જમું, તો વટલાઉં, વાસ્તે તમારે એ વાત બોલવી નહીં. એ વચનો સાંભળીને મોટી બેનને રીસ ચઢી. પછી તેણે મનમાં એવો નક્કી ઠરાવ કર્યો કે, આ નહાની બેનને મારા ભેગી જમાડવી. પછી તે મોટી બહેન પાદશાહને ત્યાં ગઈ અને પછી પાદશાહને બધી વાત કહી.

એક સમે રાણાજી પાદશાહની કચેરીમા ગયા. એવામા રાણાજીના ઢોલીયાનો એક ચાકર તકશીરમાં આવ્યાથી તેને કાઢી મૂકેલો, તે રાણાજીની સાળી પાસે ચાકર રહેલો. તેને તે બાઇએ કહ્યું કે તુ રાણપર જઇને કાંઈ બહાનુ બતાવીને રાણાજીના ઠકરાણાને અહીં તેડી લાવ. ત્યારે ચાકરે કહ્યું કે, રાણાજીના કાગળપત્ર વિના આવે નહી. પણ જો રાણાજીની તરફની કાંઈ નિશાની હોય તો તે બાઈ અહીં આવે. પછી તે વાત પાદશાહને કહી. તેથી પાદશાહે એક દિવસ રાણાજીની તરવાર જોવા સારૂ માગી લીધી;અને બીજે દહાડે તેની કટાર, તથા ત્રીજે દહાડે હાથનુ માદળીયુ જોવા સારૂ માગી લીધુ.

એ ૩ નિશાનીઓ આપીને પેલા ચાકરને રાણપર મોકલ્યો. તેણે જઇને રાણાજીના ઠકરાણાને કહ્યું કે હું તમારા ઢોલીયાનો ચાકર છું, તે તો તમે જાણો છો. રાણાજીએ તમને બોલાવવા સારૂ મને મોકલ્યો છે, અને તેની નિશાની વાસ્તે આ ત્રણ જણસો મને આપી છે, અને જો તમે રાણાજીનો હુકમ તોડશો, તો તે તમારો ત્યાગ કરશે. વાસ્તે તમારે જલદીથી પધારવું જોઇએ. આ વાત સાભળીને રથ જોડાવીને તે બાઇ તે ચાકર સાથે ચાલ્યા, અને અમદાવાદ સુધી આવ્યા. ત્યાં રાણાજીનો માણસ હતો, તે રાણાજીનો રથ જોઇને સામા ગયા. એટલે પેલો ચાકર નાશી ગયો. પછી તે બાઇને રાણાજીને ઉતારે લેઇ ગયા. રાણાજીએ પૂછ્યું કે તમે અહીં કેમ આવ્યા છો?

ત્યારે બાઈએ કહ્યું કે હું તમારા હુકમથી આવી છું. પછી તરવાર, કટાર, તથા માદળીયું દેખાડયું, ત્યારે રાણાજીએ જાણ્યું કે દગો થયો.

પછી પાદશાહે કહેવરાવ્યું કે તમારાં ઠકરાણાને અહીં મોકલો, અને નહીં મોકલો તો જબરદસ્તીથી લેશું. પછી એ બાબત લડાઈ થઈ. આખર રાણાજીની પડતી દશા આવી. ત્યારે કાઠીયાવાડના ઢમેટા ગામના દુદા ચારણની દીકરી રાજલ હતી. તેને રાણાજીએ ઠકરાણાંનો વેશ પહેરાવીને પાદશાહના દરબારમાં મોકલી. તેને આવતાં સાંભળી પાદશાહે લડાઇ મોકુફ રાખી.

પછી રાણાજીએ રાણપર આવીને પોતાના કીલ્લામા રાજબાઈ માતાનું સ્થાપન કર્યું. તેને પોતાની કુળદેવી કરીને માની.

પછી એ ઠેકાણે જ્યારે આજમખાને કીલ્લો ચણાવા માંડયો. તે આખા દહાડામાં જેટલો જણાય, તે રાતમાં પડી જતો હતો. ત્યારે આદમખાને એક ઔદીચ્ય બ્રાહ્મણને બોલાવીને પૂછ્યું કે આ કિલ્લો આ રીતે પડી જવાનું શું કારણ છે? ત્યારે તેણે કહ્યું કે આ ઠેકાણે રાણાજીની કુળદેવી રાજબાઈ માતાનું સ્થાનક છે. માટે તેનું સ્થાપન કરશો ત્યારે જ કીલ્લો થવા દેશે, નહીં તો થવા દેશે નહીં. પછી એ દેવીનું સ્થાનક આદમખાને તે કિલ્લામા કર્યું. તે હાલ સુધી છે. અને એ માતાની પૂજા કરવા સારૂ એ જ ઔદીચ્ય બ્રાહ્મણને વંશપરંપરા વર્ષાસન કરી આપ્યું, ને પણ હાલ સુધી ચાલે છે.



# પ્રકરણ ૧૨ મું

## ધોળકાના કસ્બાતીની વાત*

કહે છે કે ધોળકાના તાલુકદાર પણ મૂળીના પરમારના વંશના છે. હાલોજી, લગધીરજી વગેરે ત્રણ ભાઇઓ હતા. તેઓમાંનો મોટો ભાઈ હિન્દુ રહ્યો. તેના વંશના મૂળીના પરમાર છે. અને બીજા બે ભાઇઓ મુસલમાન થયા; તેમાંના એકને રાણપર તાલુકો મળ્યો. તેના વંશના રાણપરમાં છે. અને બીજાને બોટાદ પ્રગણું મળ્યું હતું.

પછી સંવત ૧૭૮૦ ની સાલમાં બોટાદથી એક ભાઈ ધોળકે આવીને રહ્યો. તેનું નામ મલેક મહમદ હતું. તેનો દીકરો મલેક હુસેન મહમદ—તેનો મલેક કમાલ મેહમદ હતું. તેને સાત દીકરા થયા. મલેક નામત, મલેક જાફર, મલેક ફતેમહમદ, મલેક નૂરમહમદ, મલેક આજા, મલેક મહમદ, અને મલેક જહાંગીર.

એ સાત દીકરાઓએ અમદાવાદમાં નવાબ કમાલુદીનની નોકરી કરી; અને અમદાવાદમાં મારવાડીનું રાજ થયું ત્યારે તેની નોકરી પણ કરી, તે મોટી આબરૂથી ઘોડા ૨૦૦ તાબામાં રાખીને નોકરી કરી. પછી અમદાવાદમાં સૂબો બદલાયો, એટલે જૂનાગઢના નવાબની નોકરી કરવા ગયા. ત્યાં કેટલાએક વર્ષ રહ્યા. પછી કેટલાએક વર્ષનો પગાર લેણો રહ્યો, તેટલા રૂપીયા વાસ્તે પાલીતાણાથી ત્રણ ગાઉ ઉપર ગારિયાધાર ગામ છે, ત્યાંના ગામની પાસે નવાબની જમાબંધીનું લેણું હતું. વાસ્તે નવાબે તેના ઉપર ચીઠી કરી આપી અને મલેક નામત વગેરેને ગારિયાધારવાળા સાથે ઘણો મેળાપ હતો, તેથી ખુશીથી એ હુકમ લઇને પોતાના ભાઇ ભત્રીજા વગેરે શિરબંધી સુધાં ગારીયાધાર ગયાં.

* રાજશ્રી લલ્લુભાઈ દલાસંરામની મારફતે મળેલી.

ત્યારે ગામેતીએ સન્માન કરી, બધા મિરઝાદીઓની સારી ખાતરદારી કરવા સારૂ, વસ્તીમા ઘર દીઠ એક એક અસ્વારનો ઉતારો કરાવ્યો, અને વસ્તીને કહ્યુ કે તે અસ્વારોની સારી પેઠે ચાકરી કરવી. પછી રાતમા કપટ કરીને સઉ ઉંઘતા હતા, તે વખતે ભગીયા પાસે ઢોલ વગડાવ્યા તે જ વખતે હરએક ઘરવાળાએ પોતાને ઘેર સૂતેલા અસ્વારોને મારી નાખ્યો

એ રીતે તમામ મિરઝાદીઓ કતલ થઈ ગયા, અને ઉપર લખેલા સાત ભાઇઓમાથી મલેક ફતેમહમદ તથા મલેક અછા બે ભાઇ જીવતા રહ્યા તે એવી રીતે કે એક ગામમા એક મુસલમાન ચહુવાણ રહેતો હતો તેને ઘેર એ જણોનો ઉતારો હતો તે મુસલમાને એ જણને ઘરમા છાના રાખીને વાડીના કૂવાના કોસમા ઘાલીને તે કોસ ગાડા ઉપર નાખીને અંધારામા ગામ બહાર કાઢી મૂકયા

તેઓ ગઢડે ગયા તે ગઢડામા બે ગામેતી હતા તેમા એક સાથે તેઓને સનાદ હતી, અને બીજા સાથે વેર હતુ. તે ગામેતીએ ઘોડા બે તથા લુગડા સાત પહેરવા આપીને ધોળકે મોકલ્યા. એ વાત સાભળીને ધોળકામા તેઓના સગાવહાલા બહુ દિલગીર થયા તે બને ભાઇઓ દિલગીર થઈને કહેવા લાગ્યા, કે હવે અમે ફકીર થઈ જઈશુ પછી સગાવહાલાએ સમજાવ્યા કે ફકીર થવુ નહીં પણ હવે તો વળી ગરબંદીનો જમાવ કરીને નાઈ સામે વેર વાળવાનો વિચાર રાખવો

પછી તેઓ ફરીથી જુનાગઢના નવાબની નોકરી કરવા ગયા ત્યા બે ચાર વર્ષ રહ્યા, પણ પેતુ વેર વાળવાનો જોગ બન્યો નહીં. એવામા એક વાર ગાયકવાડની ફોજ કાઠીયાવાડ તરફ ગઈ, તેમા ધોળકાના કસ્બાતી નીવાજખાન પણ ગયા હતા, અને તે ગામની જમાબંધી નીવાજખાને ભરીને તે ગામ મગાવ્યુ

ઉપર લખેલા ફતેમહમદ તથા મલેક અછા મીયાએ પણ ગાયકવાડની નોકરી કરી હતી. તેણે પોતાના ભાઇઓનુ વેર લેવા સારૂ

ગારીયાધારની જમાબંધી ગાયકવાડને ભરીને તે ગામ મરાવ્યું હતું. તથા ગુધાડે હળ જોડાવીને ગામ તળીયામાં મીઠું વવરાવ્યું હતું. વળી તે ગામેતીની બે દીકરીઓ પકડી લાવ્યા. તેમાં એકનું નામ જાઇ બાઇ અને બીજીનું નામ ધનીબાઈ હતું. ઉપરાંત એક ગાડું અને ઢોલ લાવ્યા હતા. તે બે ઓરતો થોડાં વરસ પછી ગુજરી ગઇ, અને ગાડું તથા ઢોલ ધોળકા પ્રગણાના ધનવાડી ગામમાં હજી સુધી છે. ગારીયાધાર સાથે હજી સલાહ થઈ નથી.

સંવત ૧૮૭૮ ની સાલમાં ગવર્નર એલ્ફીન્સ્ટન સાહેબની સ્વારી કાઠીયાવાડ તરફ ગઇ, તે સમે તેમનો મૂકામ ગારીયાધારમાં થયો હતો. તેમાં બાપુમીયાંના અસ્વારો હતા. તે સ્વારોએ તે ગામનું પાણી પીધું નહીં, અને ત્રણ ગાઉ ઉપર બીજું ગામ હતું ત્યાં જઇને પાણી પી આવતા હતા તથા રોટલા ખાઇ આવતા હતા. એ એ વાત ગવર્નર સાહેબને પણ જાહેર થઈ હતી.

ઉપર જણાવેલા ફતેમહમદ સંવત ૧૮૦૨ ની સાલમાં ગુજરી ગયા. તેની ગાદી ઉપર તેમના દીકરા શેરમીંયા બેઠા. તેમણે ધોળકા તાલુકામાં પોતાના ગામોની રાજરીત સારી ચલાવી, અને તરવાર બજાવીને ગરાસ વધાર્યો. તે સંવત ૧૮૫૫ માં ગુજરી ગયા. તેની ગાદી ઉપર તેમના દીકરા બાવામીંયાં બેઠા.

શેરમીંયાંના કાકા અજીમીંયાંએ ગરાસમાંથી ભાગ લીધો નહોતો. પણ પોતાની તરવારના જોરથી ધનવાડાના ગામ ૧૧ ના તાલુકદાર તે થયા. તે સંવત ૧૮૨૧ માં ગુજરી ગયા. ત્યારે તેમને ત્રણ દીકરા હતા. તેમાંના બે દીકરાઓએ બાપની મીલકતમાંથી ભાગ લીધો નહીં, પણ પરાક્રમથી ગરાસ પેદા કર્યો, અને પાટવી નાના મીંયા બાપની ગાદીએ બેઠા. તે સંવત ૧૮૫૫ માં ગુજરી ગયા.

તેઓને કાંઈ પ્રજા નહોતી. અને તેઓની બેન નરબીબી મસેફ શેરમીંયાં સાથે પરણ્યાં હતાં. શેરમીંયાંની બીજી ઓરતને

બાવામીંયા નામનો દીકરો હતો. તે નાનામીંયાનો ભત્રિજો થાય, તેથી તેને ગાદીએ બેસાર્યો. તે પછી જત લોકોના ૪૦૦ સ્વારો બાવામીયાના ગામ લૂટવા આવ્યા હતા. કારણ કે આગળ શેરમીંયાએ એ લોકોને ઘણી વખત માર્યા હતા. તેઓએ બાવામીયાના ગામના ઢોર લઇને મોજે કેસરડીએ જવાને હુકમ કર્યો, અને ત્યાના લોકોને પણ હરકત કરી તેથી ખુમ પહોચ્યાથી ૬૦ સ્વારો લેઈને બાવામીયા ગયા તે સમે તેમની ઉમર ૨૨ વર્ષની હતી, પણ જઇને ખુમ તરવાર બજાવી તેથી જત લોકો નાશી ગયા તેમાથી પાચના માથા અને બે ઘોડા લઇને હેમખેમ ધોળકે આવ્યા ત્યા ધોળકેથી બીજા ૩૫૦ સ્વારો આવ્યા હતા, તે સુધા પાછા ધોળકામા પેઠા

પછી સવત ૧૮૫૬ ની સાલમા સેતુકગને પકડવા સારૂ ગાયકવાડની ફોજ અમદાવાદ આવી ત્યારે બાવામીયા ૭૦૦ સ્વારો લેઇને ગાયકવાડની તરફ ગયા હતા

ત્યાર પછી સવત ૧૮૫૮ ની સાલમા મલ્હારરાવને પકડવા સારૂ અંગ્રેજ સરકારની ફોજ ને બોલાવી, તે ખભાતને બદરે ઉતરી તે વખતે ગાયકવાડના પત્રથી બાવામીયા ૨૦૦ સ્વારો લેઈને કડીએ ગયા હતા પછી બાવામીયા સવત ૧૮૬૮ મા ગુજરી ગયા તે વખતે તાલુકાના ગામ ૭૭ તથા ઈનામી ત્રણ હતા, હાથી એક ને ઘોડા ૨૦૦ હતા બાવામીયાના બાપુમીયા અને મલેકમીયા એ બે દીકરા હતા તેમાથી મોટો દીકરો ગાદીએ બેઠો, પણ તેની નાની ઉમ્મરને લીધે આતમખાન કારભારી હતો તેણે વહીવટ ચલાવ્યો પછી તે આતમખાન સવત ૧૮૭૧મા ગુજરી ગયા. ત્યારે ૨ કુંવરોની સભાળ કરીમ બુ લૂટી હતી તે રાખતી હતી તે લૂટીએ ખરાબ વહિવટ ચલાવ્યો, અને કરજ વધાર્યું તેથી સવત ૧૮૮૦ મા સરકારથી જપ્તી બેઠી

પછી સવત ૧૮૮૫ મા બાપુમીયા ગુજરી ગયા તેનો દીકરો નહોતો. માટે ભાઈ મલેકમીયા ગાદીએ બેઠા તે પછી લેણદારોએ

ઉનામ ગામ ત્રણ તથા મીલ્કત હરરાજ કરાવરાવી. પછી મસ્તેકમીંયા સંવત ૧૯૦૦ મા ગુજરી ગયા. તેનો દીકરો શેરમીંયા થયો. તેને ખર્ચ વાસ્તે દર મહીને રૂપૈયા ૧૨૬-૬-૩ સરકારમાથી મળતા હતા. પછી હાલ મેહેરબાન પીલ સાહેબે તેના કેટલાએક વખતનો ખુલાસો કરાવ્યો.

## પ્રકરણ ૧૩ મું.

### ગોહિલ વંશ વિષે કંઈક

ઢુંકટોડાના રાજા ચહુઆણ હતા. તેના ચાકર ગોહેલ તથા ડાભીઓ હતા તેમા ચહુઆણનુ ડાભી ઉપર હેત હતુ, અને ગોહેલ ઉપર નહોતું. તેથી ગોહેલે ગજાને મારીને રાજાના ભાઈ ને રાજ આપવાનો વિચાર કર્યો હતો. તે જાણવામા આવતા તે ગજાએ પોતાના કુવરના વિવાહ સંબંધી બહાનુ કરીને ગોહેલોને તથા ડાભીઓને જમવા તેડાવ્યા, ને નોખી નોખી જગોમા જમવાનુ ઠેરાવ્યુ ત્યારે ગોહેલો જમવા આવ્યા ત્યારે તેમને એકેએકે જવા દઇને પછી તેમા એક મોટી ખાડ ઘાલીને માહેં મોટા લાકડા ભરીને સળગાવી રાખ્યા હતા તે આગમા ગોહેલને નાખતા હતા. જ્યારે ડાભી જમી જમીને પાછા ઊતારે આવતા હતા, ત્યારે ગોહેલ કોઇ જમીને આવતો નહોતો ત્યારે ગોહેલોને ઊતારે ગોહેલ સેજો અને ગોહેન વેજો બે ભાઇ હતા. તેમણે પોતાના ચાકર હજામને કહ્યુ જે આ કેમ હશે? ત્યારે તે હજામે લીમડા ઉપર ચઢીને જોયુ. (એ હજામના વંશના હાલ સુધી લીમડા હજામ કહેવાય છે.) ત્યારે ગોહેલોને અગ્નિમા નાખતા દીઠા તેથી ભય પામીને પોતાના માણસો લઈને તે બે ભાઈ નાઠા બેડા સુધી ચહુઆણની ફોજ તેમને પકડવા સારૂ આવી હતી. પણ તેઓ હાથમા આવ્યા નહીં, એટલે

ત્યાથી તે ફોજ પાછી વળી તે બને ભાઇ વઢવાણ આવીને ત્યા વાઘેલા રાજાને મળ્યા તેમને રાજાએ પચાલ દેશમા રાખ્યા

ત્યારે સેજ ગોહેલે સેજકપર વસાવ્યુ એટલામા જગત દેવ અને ખાટ બીનનો ડર લાગતો હતો તેની ચોકી કરવા રાખ્યા હતા એ વખત સુધી કાઠીઓ પાવરમાથી આવ્યા નહોતા ત્યારે સેજકપરથી પશ્ચિમમા ગાઉ ૪ ઉપર ધાધનપુર છે જ્યા ધુધીમલ નામે ગોસાઈ અમલ રહેતો હતો તે સમયે સિદ્ધરાજની મા મીણલદેવીને ગર્ભ પ્રસવ થતો નહોતો તેથી તે તીર્થમા જઈને દેહત્યાગ કરવા જતી હતી તેણે ધાધનપુરથી પશ્ચિમમા ગાઉ એક ઉપર અચાલુ તળાવ છે ત્યા ધુધીમલ ગોસાઇનુ માહાત્મ્ય સાભળીને એ બાઇ પગે લાગવા ગયા અને તે ગોસાઇએ તેની શોભાના કામો ટાળ્યા ને ત્યા સિદ્ધરાજ જેમ ઘણો જન્મ થયો એ ધુધલીમલ સિદ્ધનો આપેલો માટે સિદ્ધરાજ નામ પાડયુ પછી તે સિદ્ધરાજ જ્યારે મોટો થયો ત્યારે પોતાની જન્મભૂમિ જાણીને ત્યા એક વાવ બાવી ને એ બાવાને હનુમાન દેવ હતા માટે ધુધલીમલ નામના હનુમાન બેસાડયા બાવાના પગના જૂદી દેરીમા સ્થાપ્યા તેના નામથી ગામનુ ધુધનપુર નામ ઠરાવ્યુ ( હાલમા ધાધલપર કહે છે ) ને જ્યા જન્મ થયો ત્યા આ ખુ તળાવ બધાવ્યુ આ સિદ્ધરાજના જન્મની સક્ષેપ વાર્તા

એ નગાર સુધી વાઘેલાનો દેશ હતો તેની પશ્ચિમમા જૂનાગઢ વાળા રાજાનો દેશ હતો તે ગઢનો કુવર અસ્વારી લઇને ફરવા નીસર્યો હતો તે અચાલા તળાવ પાસે આવીને ઊતર્યો ત્યારે સેજકપરના ગોહેલોને ખબર થઈ જે ગઢક અસ્વારી અમારી સાથે લડાઇ કરવા આવે છે આમ જાણીને ગોહેલો અસ્વારી લઇને સામા લડવા ગયા, ને સામસામી લડાઇ થઈ ગોહેલોએ કેટલાએક માણસોને મારીને કુવરને તથા સરદારોને પકડી લીધા ને પછી પૂછ્યુ જે તમે કોણ છો? ત્યારે તેણે પોતાના સમાચાર કહ્યા તે સાભળીને ગોહેલે ઘણો પસ્તાવો કર્યો ને કહ્યુ જે અમે ઓળખ્યા વિના તમારી સાથે લડાઈ કરી

પછી વેજા ગોહેલની દીકરી રાંના કુવરને પગણાી ને ગોહેલે કુવરને તથા બાદને ઘણી પહેરામણી આપી વોળાવીને ગાંની પામે જૂનેગઢ ગયા. ત્યારે ગાંએ મહેરબાની કરીને ગોહેલોને લાઠી વગેરે ગામ ૧૨૫ આપ્યા. ત્યારે મેરે જઇને મેજકપર રહ્યા. તેના વંશ હાલ સુધી લાઠી તથા પાલીતાણામા છે.

તે સેજા ગોહેલનો દીકરો ગણ ગોહેલ થયો તેણે રાણપુર વાસ્યુ, ને ત્યા ગજધાની કરી. તે વખતમા ધધુકામા મેર કાળી હતા, તે જોરાવર હતા તે સાથે હેત કરવા સારૂ ગણ ગોહેલ એ મેરની દીકરીને પરણ્યા. એ બાઇને દીકરા થયા. તેને મોજે ખસ ગામ આપ્યુ. તેના વંશના ખસીઆ મેળી થયા. એનામા વવેમા તથા તળાજામા એભલવાળાનુ રાજ હતુ. તેણે પોતાના પરગણામા બ્રાહ્મણો ઉપર જુલમ કર્યો, તથા બ્રહ્મહત્યાઓ કરી તેથી તે બ્રાહ્મણો ધધુકે આવ્યા. ધનમેરે તે બ્રાહ્મણોની આજીવિકા પોતાના પરગણામા બાંધી આપીને રાખ્યા, ને પોતાના માણસ પાચ હજાર ને રાણાજીના ૨૦૦૦ મળીને એભલવાળાને માર્યો ત્યારે એભલવાળો સુરજને પૂજતો હતો. તે સના પહોર દિવસ ચડ્યા સુધી સુરજની સામો બેસીને સુરજની પૂજા જપ વિગેરે કરતો હતો તેવામા ફોજ લડવા આવી પણ પૂજા અધૂરી મેલીને ઊઠ્યો નહીં પછી મેરે તળાજુ તથા વવે પોતાના જમાઇ રાણજીને આપ્યુ ત્યારે રાણજીએ વવેમા રાજધાની રાણપરમા હતી, ને ત્યા આવીને એક મુસલમાને બાંગ દીધી તે સારૂ તેને મારી નાખ્યો. તે મારૂ પાદશાહની ફોજે રાણાજીને માર્યો

એ એભલવાળાના કુટુંબી હતા તે જઇને દેશ મવા તથા વાઘ (નગર પરગણુ) ત્યા જઈને રહ્યા પછી કેટલીક પેઢીએ ખસના ખસીઆ જોરાવર થયા. તેણે વાળા પાસેથી વાળાનુ પરગણુ ઉંચકાવી લીધુ ને ત્યા રહ્યા, ને ઘણી પેઢી સુધી તેણે ત્યાનુ રાજ કર્યું. પછી અખતરસંઘજી ગોહેલે ખસીઆ પાસેથી વાળાક દેશ જોરાઇથી લીધો.

હાલ વાળા ગરાશીઆનો વંશ જૂનાગઢ પાસે હાક વીગેરે ગામોમા છે.

# પ્રકરણ ૧૪ મું

## ગોહેલની વાત સેજકજી પચાલમાં

ગોહલ ઝાઝરશીએ મારવાડમા ખેરીગઢ રાજ કર્યુ છે તેને આઠ દીકરા થયા તેઓના નામ —

| | |
|---|---|
| ૧ સેજકજી | ૫ દનજી |
| ૨ મોનગજી | ૬ માનગથજી |
| ૩ દેપાલજી | ૭ રાણોજી |
| ૪ દૂદોજી | ૮ વીહોજી |

એ રીતે આઠ દીકરા સહિત ત્યાહા રાજ કરતા હતા ત્યાહા દિલ્લીનો પાદશાહ અત્મશાહ નવ લાખ ઘોડાની ફોજ લેઇને લડવા આરૂ આવ્યો તેની સાથે વરસ ૧ સુધી લડાઇ કરી, તેમા ચાર હજાર રજપૂત કામ આવ્યા, તથા પાદશાહના ઊમરાવ પણ ૫૦૦૦ કામ આવ્યા તે દહાડે ગોહલજી ઝાઝરશી કામ આવ્યા તેની વાંસે સતીઓ ૪ થઈ પછી ખેરગઢ ભાગ્યો એટલે ત્યાથી કુવર ૮ પોતાના કુળદેવ મોરલીધરજીની મુરતી રથમા બેસારીને ગુજરાતમા આવ્યા તે આવતા મોરલીધરદેવે સપનામા સેજકજીને કહ્યુ જે 'જ્યા મારા રથનુ પૈડુ નિકળી પડે તે ઠેકાણે તમે રહેજો" એટલે તમારા મનનુ કામ ચિત સુ થશે. પછી આવતા પચાલ દેશમા પૈડુ વનમા નિસરી પડયુ

**દોહરો**—રથ ભાગો સમર થશે, સેજક કથ સભલન
ધર સેજકપર નામ ધર, પ્રથમ સુધામ પચાલ ॥૧॥

ત્યાહા સુતારને બોલાવીને રથ સમો કરાવ્યો, અને ચલાવવા માડયો, પણ ચાલે નહી એટલે કવિએ ઉપરનો દોહરો કહ્યો તેથી સુપનની વત સાભળી એટલે પોતાના નામથી પચાલમા ત્યાહા સેજકપર

નામે ગામ વસાવ્યુ. ત્યાહા નવલખો પ્રાસાદ કરાવ્યો તે ગામથી આથમણો છે. તેમા મોરલીધરદેવની મુરતી પધરાવી. તે આજસુધી છે. ત્યાહા તલાવ ને વાવ પણ કરાવ્યા, તે ગામથી દક્ષિણ દિશે છે. તે સેજકજી સેજપર રહ્યા, તથા સોનંગજી અને બીજા દેપાલજી એ બે ભાઇઓ કાઠીયાવાડમા પાલીઆદ ગામમા વસ્યા. ગોઅલજી દુદોજી ગામ ટાટમ વસ્યા તથા હનુજી બગડ વસ્યા. માનસધજી ભીમડાદ વસ્યા. ગોહેલ ગણુજીએ ઝાલાવાડ પાસે ગણુપર વસાવ્યુ. ગોહેલ વિહોજી ગામ ખમમા વસ્યા.

ગોહેલ સેજકજીના ત્રણ દીકરા સારંગજી, રાણોજી અને શાઓજી; દીકરી વનમાજીબા તેમા સારંગજી તથા વનમાદે તે મારવાડના કણોજગઢના રાજાના ભાણેજ હતા તેમની માનુ નામ કુરજે. શાઓજી અને રાણોજી સરવૈઆ ગરાશીઆ પાલીતાણા પાસે હાથણી ગામના. તેના ભાણેજનુ નામ સજાણકુવરી. તે વનમાજીબા જૂનાગઢના રાજા મંડલિકને ઘેર પરણાવ્યા હતા. તેને સાંના કટારીમા મંડલિકે ૪ ચોગશી પ્રગણા આપ્યા તેમા ચોગશી ૧ ગામ વાદીની, ૨ અરીલાની, ૩ ગામ ખોખરાની અને ૪ થી ચોગશી ગામ ગારીઆધારની આપી. ત્યારે સારંગજી ગામ લાઠીએ વસ્યા તેણે પાટવી રાણીને ૨ ચોગશીઓ આપી. એક વાદીની અને બીજી અરીલાની.

ગોહેલ રાણોજીને ખોખરાની ચોગશી આપી. તેણે ખોખરાથી જઇને દરીયાકાંઠે ગામ પીરમ વસાવ્યુ ત્યાહા પેઢી બે સુધી રહીને પછી તેના વંશમા મોખડોજી થયા તેણે ઔદિચ્ય બ્રાહ્મણો પાસેથી શિહોર ગામ વેચાતુ લીધુ. તે મોખડાજીની ત્રીજી પેઢીએથી રાજની નાહાનમ પડી, ત્યારે તે કુંવરના બાપની માએ કુંવરને મારવાનો ઉપાય કીધો તે વાત જાણીને કુંવરની માએ એક કુંભારને પોતાના દુખની વાત જાહેર કરી પછી તે કુંભાર એના બે કુંવરોને તથા તે બાઇને જતન કરીને પાવેગઢ લેઈ ગયો. ત્યાહા ચોહાણનુ રાજ હતુ તે શાખે રાવલ કહેવાતા. ત્યાહા જ એ બાઇનુ

તે ગઢ ઝમગડે છે ત્યાંહા એક વાવ છે તેનુ નામ ધારાનીગર પ્રેતાય છે લડાઇ થઈ તે માટે ત્યાંહા ખધીઆ ૭૦૦ મરાણા તેના પણ પાળીઆ છે.

પછી ખસીઆના વંશના ત્યાંથી ગીયાગો સેહને નદી ગોત્રજીને કાંઠે નેમ બાંધીને રહ્યા તે અગરાજીજી ખસીઓ રહ્યા. તેના દીકરા ૨, વીજો ૧ અને મહરી ૧ તે બે ભાઇએ શ્રી મગીરા ગિર પાસે મેતીઆણુ ગામ કાઠીઓ પાસેથી લડીને લીધુ તેનો ધણી સામંત ખાચર હતો તે ગરીબ થઈને એ ગામમા રેહેતો હતો. તેના બાપનું અગ્ય કરવા માંડ્યુ તે વીજા અને મહરી ખસીઓએ ગાડી ૧૦૦૦ ભેળા કરીને લુંટી લીધુ તે ઉપર સામંત ખાચર ગાયકવાડ દામાજીની ફોજ લાવ્યો તે વીજાને પકડીને દામોજી પોતાની ફોજમા લાવ્યા અને મહરી ખસીએ જઈને મહુવા પ્રગણુ ગામ ૩૫૦ ભાવ કોળી પાસેથી લેઇ લીધુ અને મેતીઆણુ સામંત ખાચરને સ્વાધીન થયુ પછી ગોહેલ આતાભાઈ ભાવનગરના રાજાએ લડાઈ કરીને મહુવા પ્રગણુ

તેની બેન રાંઆઆજીબા તે જૂનેગઢ મેંપ કુવરનાં ગણી માનીતાં હતાં. તેનો ભાઇ વીધોજી પણ જૂનેગઢ રેહેતા હતા.

પછી એક સમે અતીતની જમાત પરદેશી વેપારી જાતરા ગિરનારની કરવા આવ્યા હતા તે જૂનેગઢ ઉતર્યા. તેની પાસે તરવાર ૧ તથા જમાઈઓ બહુ મુલનો હતો. તેણે રા' મંડળીકની કચેરીમા આવીને ભેટ કરી. ત્યારે તે જોઈને મેંપ કુંવર ઘણુ રાજી થયા. પછી તે નર વીધાને જોવાને રા'એ હાથમા આપ્યા. તેણે તરવાર હાથમા લેઇને ઘણાં વખાણુ કીધાં અને રા'નો બીજો સાળો જે અરજણજી તેની સામે તરવાર ધ્રુજાવીને કહ્યુ જે આ તરવાર તો એવી છે કે ૧ લાખ ને નવઘણી સોરઠમા એ કુંડો રેહેવા દે નહીં. ત્યારે અરજણજીએ કહ્યુ જે સોરઠમાં કુંડા તો એવા હોય છે કે આવી ૨૫ તરવારો ભાગી જાય તોયે નિસરે નહી. ત્યારે વીધે વાજે કહ્યુ જે એવો કુંડો હોય તો બળદ ૮ જોડીને ગપ વને ખોદી નાખીએ. ત્યારે અરજણજી કહે એવી ગપો ૧૦ ભાગી જાય, પણ કુંડો નિસરે નહી એવો હોય છે. ત્યારે તેણે કહ્યુ જે એ કુંડો અમારે કાઢવો. ત્યારે અરજણજી કહે તમે કાઢતા હો તો અમે તૈયાર છીએ. ત્યારે વીધે વાજે કહ્યુ જે ત્યારે જાઓ તૈયાર થાઓ.

પછી અરજણજી અડીલે ગયા અને લઢાઇનો સામાન કરવા લાગ્યા. વીધો વાજો શેધાવ નામે પોતાને ગામ ગયા અને લઢાઈનો સામાન કરવા લાગ્યા. તે વાત સાભળીને વીધા વાજાની બેન જે રાઆજી તે પોતાની વડારણો ૩ લઈને અરજણજીની બેન રતનકુંવરની મેડીએ ગયા અને કહ્યુ જે અરજણજીએ વીધા વાજા સાથે વાદ કર્યો તે ઠીક કર્યુ નહી; કેમકે એને ઘેર મુલક ઘણો છે તે અરજણજી એને પોહોચશે નહી અને વાજાના ઘોડાના પગોમા કચરાઈ મરશે. માટે તમારા ભાઇને લખી જણાવજો જે એ સાથે વાદ કરે નહી. ત્યારે રતનકુંવર બોલ્યા જે એ ભાઈને કાંઈ થશે તો હુ મેડી ઉપર

પીહર પણ હતુ તેના બાપનુ નામ રગનાથરાવ, ભાઈનુ નામ ત્રબક-સેનજી પછી કુભાર સિહોરમા આવીને રહ્યો, તેણે એ વાતની ફેરને માલમ થવા દીધી નહી

એ સિહોરમા એ કુવરના બાપની માએ આશરે ૫ વરસ સુધી રાજ કર્યું પછી એની અત અવસ્થા થઈ, ત્યારે કુભાર પાવાગઢ જઈને મોટા કુવરને સિહોરમા લઈ આવ્યો તે સાથે પાવાગઢની સ્વારી પણ હતી તેણે કુંભારને કહ્યુ જે ભાઈ આ કુવરને તારી મદદથી રાજ મળ્યુ છે, વાસ્તે તુ ટીલુ કરીને તેને ગાદીએ બેસાડ પછી તેણે ટીલુ કરીને ગાદીએ બેસાર્યો. તે જ દિવસથી આજસુધી પણ શિહોર ભાવનગરની ગાદીએ જે બેસે, તેને એ કુભારના વશનો કોઈ આવીને ટીલુ કરીને બેસાડે છે તે કુભારને શિરપાવ મળે છે એ રાજા મામાની માપેથી રાવળ કહેવાયા, અને એ નાના ભાઈને રાજપીપળાનુ રાજ મામે આપ્યુ, ચાપાનેર પાસે, તે વાસ્તે ગામ ૧૦૦૦ ને આશરે છે

આ વાત આશરે સવત ૧૩૦૩ ની સાલમા બની પછી એ સિહોરના રાજાઓના વશમા ભાવસિહજી થયા તેણે સવત ૧૭૭૯ વૈશાખ વદી ૩ ની સાલમા ભાવનગર વસાવ્યુ

ગોહેલ સરધજી આગળ વખ્યા છે, તેને ગામ ગારીઆધારની ચોરાશી આપી તે ત્યા વસ્યા પછી તેના મામા સરવૈયા જૂનાગઢના રાજા હતા તેણે એમને કાપડામા ગામ પાલીતાણુ આપ્યુ તે વાસ્તે ગામ ૧૦૦ ને આશરે છે તેના વશમા હાલ પ્રતાપસિહજી ત્યા રાજ આવે છ

ગોહેલ વીહાજી ખમમા વસતા હતા તે એક સમે શીકાર રમવા નિસર્યા, તે વનમા ભૂલા પડ્યા અને જે સાથે સ્વાર ૫૦ હતા તે જૂદા પડી ગયા અને વીહોજી એકલા રહ્યા તેને પાણીની તરશ લાગી તે ગામ ધધુકાની પાદરમા બાદર નદીને કાંઠે આવ્યા તે ગામમા નાગાઓની વસ્તી હતી તે શાખે મીર

કહેવાના. ત્યાંના ગામના ધણી દુદા ગીગની દીકરી પાણી ભરવા આવી હતી તેનું નામ સવીરાંબા હતુ. તે બાઇનું સ્વરૂપ ઘણું દેખીને ત્યાંહાં આવીને વીહોજીએ પાણી માગ્યું. તે બાઇએ વીરડામાંથી પાણીનો બાટકો ભરીને આપ્યો. તે પાણી પીને તેણે પુછયુ જે બાઇ! તમે કોણુ નાતે છો? ત્યારે બાઇએ કહ્યું જે પાણી પીઇને હવે શું પુછો છો. આ ગામનો ધણી દુદો ગીગ છે તેની દીકરી હું છુ. પછી તે વિંહોજી તે બાઇની સાથે દુદા ગીગને ઘેર આવીને ઊતારો કર્યો અને પુછયું જે તમારી દીકરીનુ સગપણ કીધુ છે? ત્યારે ગીગે ના કહી પછી તે બાઇને વીહોજી રૂડી રીતે પરણ્યા. તે બાઇને લેઇને પોતાનું ગામ ખસ છે, ત્યા ગયા. અને તે વીહોજી જ્યારે અમદાવાદના પાદશાહ ઓરંગશાને મળવા આવતા ત્યારે પાદશાહ વીહાજીને ખશીઆ કહીને બોલાવતા (ખસ ગામના માટે) તેની શાખ આજ પણ ખશીઆ કહેવાય છે. અને તે વંશના છોરૂ કોળીની નાતમા વરે છે અને તે પણ જાતે કોળી કહેવાય છે.

તેના વંશમા રતનો ખશીઓ થયો તેણે ખસ ગામને પાદર રતનાગર કુવો કરાવ્યો તથા ગામ આલાઉથી દક્ષણ દિશા તરફ ગંગવો કુંડ ચોરસો કરાવ્યો પછી તેણે બોટાદ ગામ વસાવ્યુ ને ત્યાહા રહ્યા. ત્યાહા માતા અંબાજીની દેરી બજાર વચ્ચે કરાવી તે હાલ છે. તેના વંશના બોટાદથી ૧૦ કોસ ઉપર સલેમાન ખશીએ અસળડો ગઢ વસાવીઓ તે ગિરમા છે.

એ સમે ઔરંગશાહાની મા ઓરમાન હિન્દુ હતા. તેને એવો નિયમ હતો કે સોમનાથનુ દર્શન કરીને જ અન્ન જમવું. તેથી ઔરંગશાહાએ સોમનાથને અમદાવાદમા લાવવાની ઊમેદવારીથી કટક લેઇને ચડાઈ કરી. તે વખત ગઢ ત્રસંગડે હાચો અને ભાચો એ બે મકવાણા રેહેતા હતા. તેમની પાસે ૨૫૦૦ કોળી હતા. તેમણે પાદશાહ સાથે મોટી લડાઈ કરી. સોમનાથ સારૂ તે સરવે મરાણા. તેમા હાચા-ભાચાની પાદશાહે ઘોરો બનાવી છે અને ૨૫૦૦ પાળીઆ કીધા છે

તે ગઢ ગમ'ગડે છે. ત્યાહાં એક વાવ છે. તેનું નામ ધારાતીરથ કેહેવાય છે. લડાઇ થઈ તે મારે ત્યાંહા ખશીઆ ૭૦૦ મરાણા. તેના પણ પાળીઆ છે.

પછી ખસીઆના વંશના ત્યાંથી ઉચાળા લેઇને નદી ગેત્રંજીને કાંઠે નેમ બાંધીને રહ્યા. તે અરજણજી ખસીઓ રેહ્યા. તેના દીકરા ૨, વીજો ૧ અને મશરી ૨. તે બે ભાઇએ શ્રી મઢીવા ગિર પાસે મેંતીઆલુ ગામ કાઠીઓ પાસેથી લઈને લીધુ. તેનો ધણી સામંત ખાચર હતો તે ગરીબ થઇને એ ગામમાં રેહેતો હતો. તેના બાપનુ ખરચ કરવા માડ્યુ. તે વીજા અને મશરી ખસીએ કોળી ૨૦૦૦ ભેળા કરીને લૂંટી લીધુ. તે ઉપર સામંત ખાચર ગાયકવાડ દામાજીની ફોજ લાવ્યો. તે વીજાને પકડીને દામોજી પોતાની ફોજમા લાવ્યા અને મશરી ખસીએ જઈને મહુવા પ્રગણું ગામ ૨૫૦ ભીલ કોળી પાસેથી લેઇ લીધુ અને મેંતીઆલુ સામંત ખાચરને સ્વાધીન થયુ. પછી ગોહેલ આતાભાઈ ભાવનગરના રાજાએ લડાઈ કરીને મહુવા પ્રગણું પાછુ લીધુ અને ગામ મોણપર ગરાસ સહિત આતાભાઇએ મશરી ખસીઆને આપ્યા.

દામાજી વીજા ખસીઆને વડોદરે લઈ ગયા. ત્યાંહા તે દામાજીની મા પાસે જંત્ર બજાવતો હતો. તે બજાવતા ચોમાસાની રૂતમાં પોતાનો દેશ સાંભર્યો તેથી આંખમા આંસુ આવ્યા અને જંત્રનો સ્વર પણ રોવા જેવો ઝાંખો. તેથી દામાજીની માએ પૂછ્યુ ત્યારે તેણે કહ્યુ જે મારો દેશ મને સાંભરે છે પછી તેણે છોડાવ્યો અને મહુવે પહોંચાડ્યો.

તે સમે જૂનાગઢમા જાધવ મંડળિકના વંશમા મેંપા કુવર રાજ કરતા. તે વખત ગામ લાઠીના ગોહેલ ભીમજીના દીકરા કુંદાજી ૧, અરજણજી ૨, હમીરજી ૩, સુરસંગજી ૪, બેન ૧ રતનકુંવરી. તે જૂનેગઢ મેંપ કુંવરને પરણાવ્યા હતા પણ આગુમાનીના હતા અને ભાઈ અરજણજી જૂનેગઢ રેહેતા અને બીજા ભાઇ રગુ ગામ લાઠીએ રેહેતા. ગામ (નાઘેરમા) શેંધાવના રજપૂત શાખે વાજા નામ વીંજોજી,

તેની બેન રાંઆજીબા તે જૂનેગઢ મેંપ કુવરનાં રાણી માનીતાં હતાં. તેનો ભાઇ વીધોજી પણ જૂનેગઢ રેહેતા હતા.

પછી એક સમે અતીતની જમાત પરદેશી વેપારી જાતરા ગિરનારની કરવા આવ્યા હતા તે જૂનેગઢ ઉતર્યા. તેની પાસે તરવાર ૧ તથા જમઈઓ બહુ મુલનો હતો. તેણે રા' મંડળીકની કચેરીમા આવીને ભેટ કરી. ત્યારે તે જોઈને મેંપ કુંવર ઘણું રાજી થયા. પછી તે નર વીધાને જોવાને રાંએ હાથમા આપ્યા. તેણે તરવાર હાથમા લેઇને ઘણા વખાણ કીધાં અને રાંનો ખીજો સાલો જે અરજણજી તેની સામે તરવાર ધ્રુજાવીને કહ્યુ જે આ તરવાર તો એવી છે કે ૧ લાખ ને નવલખી સોરઠમા એ ઠુંઠો રેહેવા દે નહીં. ત્યારે અરજણજીએ કહ્યુ જે સોરઠમાં ઠુંઠા તો એવા હોય છે કે આવી ૨૫ તલવારો ભાગી જાય તોયે નિસરે નહીં. ત્યારે વીધે વાજે કહ્યુ જે એવો ઠુંઠો હોય તો બળદ ૮ જોડીને રાપ વતે ખોદી નાખીએ. ત્યારે અરજણજી કહે એવી રાંપો ૧૦ ભાગી જાય, પણ ઠુંઠો નિસરે નહી એવો હોય છે. ત્યારે તેણે કહ્યું જે એ ઠુંઠો અમારે કાઢવો. ત્યારે અરજણજી કહે તમે કાઢતા હો તો અમે તૈયાર છીએ. ત્યારે વીધે વાજે કહ્યુ જે ત્યારે જાઓ તૈયાર થાઓ.

પછી અરજણજી અડીલે ગયા અને લડાઇનો સામાન કરવા લાગ્યા. વીધો વાજો શેધાવ નામે પોતાને ગામ ગયા અને લડાઈનો સામાન કરવા લાગ્યા. તે વાત સાભળીને વીધા વાજાની બેન જે ગઆજી તે પોતાની વડારણો ૩ લઈને અરજણજીની બેન રતન-કુંવરની મેડીએ ગયા અને કહ્યુ જે અરજણજીએ વીધા વાજા સાથે વાદ કર્યો તે ઠીક કર્યુ નહી; કેમકે એને ઘેર મુલક ઘણો છે તે અરજ-ણજી એને પોહોચશે નહી અને વાજાના ઘોડાના પગોમા કચરાઈ મરશે. માટે તમારા ભાઇને લખી જણાવજો જે એ સાથે વાદ કરે નહી. ત્યારે રતનકુંવર બોલ્યાં જે એ ભાઈને કાંઈ થશે તો હું મેડી ઉપર

છો વગાને રોકશે નહી, પણ જાણીશ કે એ મકરા વચના મૂત્રા હતા પણ પરમેશ્વર રાખશે તેની લાજ રેહેશે. પછી રામરામ કીમ કરીને મેડીએ આવ્યા

વીધા વાજો સ્વાર ૫૦૦ લઈને ચાલ્યા, તે શત્રુંજય નદીમા આવીને ઊતર્યા તે વખત અરજણજીના ભાઈ જે સુરમધજી અમીના પાસે મદાની ગામ છે ત્યાહા રેહેતા હતા તે ગામને સીમાડે બેવડીઓ માહાદેવ છે તેની પૂજા કરવા હમેશ આવતા તેને અવ્યા જાણીને એ સ્વાર ત્યાહા આવ્યા તેને આવતા દેખીને સુરમવજીનો ચાકર જેહનો હતો તે રાવળીએ જાણ કરવા આગ ગયો વગડે વીવેવ જે આવીને કહ્યુ જે સુરમધજી તમે દેવળ માહાર નીસરો ત્યારે સુરમવજી કહે જે મારે માળા જો ફેરવી બાકી છે તે ફેરવીને કહો તો નીસરુ અને કેમ તો હાન નીસરુ ત્યાર વાજો કહે જે માળા ફેરવીને નીસરો પછી સુરમવજીએ માળા ફેરવીને માહાદેવજીને કહ્યુ જે મારી લાજ રાખજે પછી તરવાર કાઢીને ચાલ્યો, તે વીધા વાજનો દીકરો જે જશવતમવજી હતો તેના ઉપર ઘા કર્યો, તે ડાબો પગ નાખીને ઘોડાના કાંધમા ત્રણ તસુ તરવાર બેઠી પછી સુરમધજી ઉપર ૫૦૦ સ્વાર ઊપડ્યા, તે પર વાર વાગેથી સુરમધજી પડ્યા પછી એ સ્વાર પાછા વળ્યા તે પછવાડે મદાની સ્વાર ૧૦ ચડ્યા

ત્યાથી જેહલો ચાકર નીકળ્યો તે ગામ ધામેરે આવ્યો ત્યાહા સુરસંગજીનો પીતરાઈ કાકો વરમવદે ગોહેલ મુછડાન રેહેત હતા, તેની મુછોનો ચોટલો પછવાડે બાંધ્યાનો હતો, તે ૭ સ્વાર લઈને ચડ્યા પછી જેહલને હીરે જાણ કર્યુ તે વખત હીવાના ચોરામા કદોજી તથા અરજણજી કસુંબો પીતા હતા. એવમા આવીને સમાચાર્યુ તે સ્વાર ૧૫૦ લઈને ચડ્યા તે અરતા નદી નામે સુરગાળી કહેવાય \ છે ત્યાહા ચારણનો નેસ હતો ત્યાહા ચારણો પાણી ભરવા આવી હતી, તેને પૂછ્યું જે વીધા વાજના ઘોડા કેટલેક ગયા ત્યારે ચારણીએ કહ્યુ જે કાવામાનો ધણી વીધા વાજાનો દીકરો મરાણો તેને આ નદીમ"

દેન પાડીને ગયા તેની આ ચેહ બળે છે ત્યારે દુદોજીએ અને અરજણ જીએ જાણ્યુ જે આપણે ભાઈએ વેર તો લીધુ દેખાય છે પછી પોતાના ભાઈ સરવે ત્યાહા ભેળા થયા ત્યાથી વીજા વાજાના ઘોડા પાસે સૌ મળીને ગયા, તે નદી મચ્છદરીને કાંઠે ભેગા થયા ત્યાહા લડાઈ થઈ તે ૫૦૦ સ્વારને પણ દુદોજીએ અને અરજણજીએ મારી નાખ્યા, અને વીજો વાજો પણ મરાયો.

જશવંતસધજી વીધા વાજાનો દીકરો પેહેલો મરાઓ હતો તે વખસવદે મુળડાનનો જમાઈ થતો હતો તેનો દીકરો નથુજી ૧૬ વરસની ઊંમરનો હતો તેને પોતાનો ભાણેજ જાણીને વખસવદેએ ઉગારી લીધો અને એના ૧૫૦ સ્વારમાથી ૭૫ ભગાયા પણ અરજણજીને તથા દુદાજીને વરસધદેને શરીરે ઘા વાગ્યા, પણ કુશળ રહ્યા તે નથુજીને લઈને પાછા વળ્યા તે વખત અરજણજીએ પૂછ્યુ જે વરસધજીની પાસે એ કોણ છે, ત્યારે કહ્યુ જે એ તો ભાણેજ છે ત્યારે કહ્યુ જે કાકો સાપોલીયુ સાથે રાખી રહ્યા દેખાય છે તે વાત સાભળીને વરસધજીએ તરવારથી ભાણેજનુ માથુ કાપી નાખ્યુ પછી તેણે દિલગીરીથી પોતાના હાથના કાંડા મે કાપ્યા અને પછી કાશીની જાતરા સારૂ ચાલ્યા

---

# પ્રકરણ ૧૫ મું

---

## સેજકજીને માથે બેઠેલો હોલો

### દોહા-સોરઠીઆ

સેજકજીએ સોગિયા, કે મુગલ કે મીર;
પરગટ કીધા પીર, જાણે ઝાઝર શિયાઉત. ૧

જૂના કોઈ જાણે નહિ, પીર તણાં પરમાણ;
નવા ચઢ્યા નીશાણ, જાણે ઝાઝર શિયાઉત. ૨

આગલા પ્રકરણમાં જણાવેલા ઝાઝરશી ગોહેલને આઠ દીકરા હતા. ઘણા કહે છે કે તેઓ મોરબીમાં આવ્યા હતા. તેમાં સેજકજી સેજકપરમાં રહ્યા. બીજા હલુજીને અગડ ગામ મળ્યું. પાંચમા માનસંઘજીને ઢીંટમ ગામ મળ્યું. છઠ્ઠા દુદાજીને તુરખા ગામ મળ્યું સાતમા દેપાળજીને પાળીયાદ મળ્યું. આઠમા વીશાજી અથવા વેજાજીને ખસ ગામ મળ્યું. આ વેજાજીના વંશના ખસીયા કહેવાયા. તે ખસીયાજી ત્યાં ધંધુકિયા મેર રાણાની દીકરી પરણ્યા. તેના વંશના ખસીયા કોળી થયા.

સેજકપરમાં એક દિવસે ગોહેલ સેજકને માથે હોલો બેઠો. ત્યારે પરોહિત ગંગારામે સેજકજીનો દોષ ઉતારવા સારૂ શાન્તિ કરાવવા માંડી. તેણે સોનાનો એક હોલો કરાવરાવ્યો અને બીજો હોલો ઘઉંની કણિકનો કરાવ્યો. પછી દેશમાં કંકોતરી લખીને પાંચ હજાર બ્રાહ્મણો એકઠા કર્યા તેઓએ કપોતશાન્તિ કરવા માંડી.

ત્યારે સેજકજીનો કાગબાઈ સોજે ભટલીએ ગયો હતો; તેને પણ તેડાવ્યો. તે શાહ રાણપાળ ત્યાંથી આવતા હતા, એટલામાં રસ્તામાં એક મોઢ ચાતુરવેદી બ્રાહ્મણ ગંગાજીની કાવડ (ખભે) લઈ ચાલ્યો જતો હતો તેનું નામ ત્રવાડી સોમૈયો હતું. તેને પેલા

કામદારે પૂછ્યુ કે મહારાજ ! તમે કયા જાઓ છો ? ત્યારે ત્રવાડી સોમૈયો બોલ્યો કે સોમેશ્વર મહાદેવને ગગાજળ ચઢાવવા જાઉ છુ.

પછી તેણે કામદારને પૂછ્યુ કે તમે કયા જાઓ છો ? ત્યારે કામદારે રાજાને માથે હોલો બેઠાની બધી વાત કરી, અને કહ્યું કે રાજા કપોતશાન્તિ કરે છે તેના મુહૂર્ત ઉપર અમે જઇએ છીએ ત્યારે તે બ્રાહ્મણને ત્યા જવાની ઇચ્છા થઇ, ને સેજકપર બન્ને આવ્યા કામદાર પોતાને ઘેર ગયા અને સોમૈયો દરબારમા ગયો

ત્યા બ્રાહ્મણની સભા બેઠી હતી અને ગોહેલ સેજકજી તથા તેના દિકરાણા હવનના કુડ પાસે બેઠા હતા ત્યા એક સોનાનો અને બીજો કણિકનો બનાવેલો હોલો દીઠો ત્યારે ત્રવાડી સોમૈયો બોલ્યો કે ભાઈ દરબારનો ગોર કોણ છે ? એટલે ગોર ગગારામે કહ્યુ કે અમે ગોર છીએ સોમૈયે કહ્યુ કે હોલો માથે બેઠાનો દોષ તુ શી રીતે ઉતારીશ ? ગગારામે કહ્યુ કે આ બે હોલા બનાવ્યા છે તે કુડમા હોમીશુ, એટલે રાજાનો દોષ ઉતરશે. સોમૈયો બોલ્યો કે એમ તો રાજાનો દોષ ઉતરશે નહીં કેમકે આ હોલો કાઈ રાજાને માથે બેઠો નહોતો શુ આને હોમવાથી દોષ ઉતરે ? પણ જે હોલો રાજાને માથે બેઠો હોય તેને બોલાવીને કુડમા હોમો ત્યારે રાજાનો દોષ ઉતરે પછી તે હોલો કુડમાથી જીવતો નીકળે ત્યારે સાચી વિદ્યા જાણવી

એવુ સાભળી ગોર ગગારામ બોલ્યો કે એવી રીતે દોષ ઉતારવાની શક્તિ અમારામા નથી તમે કહો છો એવી રીતે તમારાથી થઈ શકે તો અમારૂ ગોરપદુ આજથી તમને આપીએ ત્યારે સોમૈયે કહ્યુ કે હુ એ રીતે કરી શકુ છુ

પછી સોમૈયો કાવડ હેઠી મૂકીને સ્નાન કરીને હોમના કુડને કાઠે બેઠો પછી તેણે મત્ર ભણીને હોલા માત્રને તેડાવીને ભેળા કર્યા પછી બધા હોલાઓને કાઢી મૂકીને રાજાને માથે જે હોલો બેઠો હતો તેને પકડયો અને હવનમા હોમ્યો, અને પાછો જીવતો કરીને કુડને કાઠે બેસાડયો

પછી રાજાએ તે મોમૈયાના પગ ધોઇને ચરણામૃત પીધુ અને પોતાનો ગોર થાપ્યો પછી ત્રવાડી મોમૈયો બોલ્યો કે આ બ્રાહ્મણનુ ગોરપદુ છીનવી લીધુ તે પાપથી મારા વંશનો કોઈ વિદ્યા ભણશે નહી, એવો તેણે પોતાના વંશને શ્રાપ દીધો એ બન્નેના વંશ હાલ સુધી ભાવનગરના રાજાના ગોર છે

---

# પ્રકરણ ૧૬ મુ

## અખેરાજજી, ભાવસંગજી અને વખતસંગજી

કાઠિયાવાડમા આષાડ મહિનાથી વર્ષ ફરે છે તે જોતા ધૂનાજી પછી નવ મહિને રતનજી મરાણા હતા પણ એ ગડબડની સહાયથી હકીકત મળી નથી

પછી અખેરાજજીએ સિહોરની ગાદી લીધી ભાવનગરના જુના કામદારીના વંશના મેહેતા ગોપાળજી હજુ હાલ છે ને અખેરાજજીના વખતમા ભટનીઆવાળા ગોવિંદજી સિહોરના માલેક થવા આવ્યા ત્યારે મોરજે લોલીયાણેથી દેશાઇ મેહેરાજ જે પાદશાહી નોકર હતા તેમને કુવરની માએ તેડાવ્યા તે પાદશાહી થાણ લઇને મેહેરાજ દેશાઈના દીકરા રામજી દેશાઈ સિહોર આવ્યા, અને ગોવિંદજીને ગામમાથી કાઢ્યા

દોહરો—રાજા નહીં ઘેર રતનસંગ, અખો નહીં ઘેર આજ,
તુ બેઠો મેહેરાજતન, ગય ડગે કમ રાજ? ૧

કુવર અખેરાજજીને લઈને બા મઈ ભુજ ગયેલા અને રાજા રતનસંગજી મરાયા હતા તેથી સિહોરનુ રાજ સૂનુ પડયુ હતું એવી મતલબ ઉપલા દોહરામાથી નીકળે છે.

એ રામજી મેહેતાના દામાજી મહેતા થયા. અને અખેરાજજીના કુંવરનું નામ પણ રતનજી પાડયું હતું.

## સવૈયો એકત્રીશા

પ્રતિમેર કુબેર ધરાયો માડણ, ભૂપત તણો નિવારણ ભાર,
દામ વડે શિહોર દીપિયો, દામ વડે ઓપે દરબાર;
પાલણ કવિયાં શિર કુલ પાલણ, વંશ કપોળ વધારણ વાન,
રામ તણે દીસે કળ રૂડે, રામ તણે ઓપે રાજાન ૧
થાપણ હેક હેક ઉથાપણ, માનવ તણાં વધારણ માન,
રહો ઘણા દિન અવિચળ રવિતળ, રહો રતન ને દામ પ્રધાન. ૨

દામાજી મહેતાને ૭ દીકરા હતા. તેમા મોટા વલ્લભજી મહેતાને કુંવર ભાવસંઘજીએ બરછીના ઝખમથી મારી નાખ્યા. ત્યારે ભાવસંઘજી ૧૧ વર્ષની ઉમ્મરના હતા. તેઓને કોઇએ કહ્યું કે રાજ તો વલ્લભજી મહેતા કરે છે, તમે તો માત્ર કહેવાના રાજા છો. તે ઉપરથી તેને મારી નાખ્યા. ત્યારે પોતાના ભાઇઓએ ઉચાળા ભર્યા ત્યારે રાણીજી રથ જોડાવીને ઉચાળા આડા આવી કહેવા લાગ્યાં કે અમે એ વાત જાણતા નથી, અને કુંવરે સમજ્યા વિના એ કામ કર્યું, માટે તમે ઉચાળા ભરશો નહીં. અમારા ઉચાળા તમારી સાથે આવશે, એવુ કહીને મનાવીને પાછા વાળ્યા અને મહેતા રણછોડ વગેરેએ કારભાર ચલાવ્યો. રણછોડ મહેતાના ધનજી મહેતા, તેના દામાજી મહેતા, તેના હરખજી મહેતા. તેના પુત્ર ૩ થયા: જેઠો, ગોપાળ અને કેશવજી. ઉપર લખેલા હરખજી મહેતા પડે ભારે કવિ હતા. એ કારભારીઓના વંશનું આ કવિત મહુવાના બારોટ કાલાએ કરેલું છે.

કવિત—રામજી પ્રધાન તારે પાટ અખેરાજ મોટા;
પાટ રતનેશ ત્યારે દામાજી પ્રધાન.
પરધાન રણછોડ ત્યારે ભાવસંગજી પાટ;
ધનરાજ મેહેતા તે દિ અખેરાજ થાન.

દામાજી દીવાન ગણો વખનેશ કેરી દાખ્યા,
મેહેના હરખા હા ગખ્યા વખનેરા માન
મહારાજ વજીરે દીવાન જેમ જોહો મેતો
મેહેનો દામા દાજીરાજરે ગોપાળજી દિવાન. ૧

અખેરાજજીને પાચ દીકરા હતા તેમા મોટા રતનજી, હરભમજી, ધનરાજજી, સરતાનજી અને ધૂનોજી તેમા હરભમજીને મોજે વરતેજ આપ્યુ ધનરાજજીને મોજે થોરડી આપી, સરતાનજીને મોજે મગથાણુ આપ્યુ ધૂનાજીને વશ નહોતો

તે રતનજીના દીકરા રાવળ ભાવસંઘજી, તેના અખેરાજજી, વીરોજી, રામદાસજી, ગોવિંદજી, અન્નજીણજી અને છઠ્ઠા મોડજી હતા તેમા વીશાજી વગેરે ચાર ભાઈઓ વચ્ચે વજેના ૧૨ ગામ આપ્યા હતા, મોડેજી ઓરમાઠ ભાઈને મોજે રતનપર વગેરે ત્રણ ગામ આપ્યા હતા, અને રાવળ ભાવસંઘજીએ સવત્ ૧૭૭૮મા વૈશાખ સુદિ ૩ ને વાર સોમવારને દિવસે ચાર ઘડી દિવસ ચડતા ભાવનગર બદર વસાવ્યુ

સવત ૧૭૮૮ મા વૈશાખ સુદ ૨ ને દિવસે ભાવસંઘજીએ શતચડી કરીને બ્રાહ્મણોને જમાડીને બબ્બે રૂપીયા દક્ષિણા આપી

સવત્ ૧૮૦૪ના શ્રાવણમા તથા સવત્ ૧૮૦૬ ના મહા સુદ પાચમે પણ તેમજ કર્યુ તે પછી તેઓ મહા વદી ૨ ને લગ્ને મોજે ઉચડીએ રાજ્નવજીની દીકરીને હથેવાળે પરણ્યા

સવત ૧૮૧૫ ના દરસથી દર સાલ દશરા ઉપર કવિઓને દાન આપવાનો ઠરાવ કર્યો, તે દાન સુધી ચાલે છે અને તેજ દહાડે બ્રાહ્મણો પાસે ભાવનગરની બજાર લૂટાવીને તેનું નુકસાન પોતાને માથે મડાવ્યુ

એ ભાવસંઘજીના પુત્ર અખેરાજજી તેના પુત્ર રતનજી તથા પૃથીરાજજી, ભાંભાજી, સારગોજી, બોજરાજજી, ઉદોજી, શત્રશાલજી, વિજેરાજજી થયા તે બધા નાની ઉમરમા ગુજરી ગયા અને આમા કુંવર વખતસંઘજી હતા તે ગાદીએ બેઠા

સંવત્ ૧૮૩૨ ના ભાદરવા શુદિ પાંચમે રાવળ વખતસંઘજી દ્વારકાની જાત્રા કરવા સોંડયા. ત્યાં બ્રાહ્મણોની ચોરાશી જમાડી અને ત્યાંના વાઘેલા લોકોને પહેરામણી કરી. ત્યાંથી જૂનેગઢ થઇ, દામાકુંડમા સ્નાન કરી,ચોરાશી કરી. પછી ગિરનારની જાત્રા કરીને પ્રભાસ ગયા. પછી પોરબંદર જઇને રાણા સરતાનજીને મળ્યા. ત્યાં દશરા કરીને કવિઓને ૧૨૫ ઘોડાં તથા કડા, વેઢ, વીંટીઓ આપ્યાં. હાલારમાં જે જે ગોહેલોની દીકરીઓ હતી, તેઓને કાપડાં આપીને પાછા ભાવનગરમા આવ્યા.

ત્યારે મહેતા જીવન પ્રેમજી તથા મહેતા કસા રણછોડ, મહેતા દામજી ધનજી. એ ત્રણ મહેતા જાત્રામાં સાથે હતા. એ જાત્રામાં છ લાખ કોરીનું ખર્ચ થયું.

સંવત્ ૧૮૩૫ માં રાવળ વખતસંઘજીએ કટક કરીને નૂરમહમદને મારી કાઢીને તળાજું લીધુ તથા મોજે ઝાંઝરમેર લીધું. અને એ વર્ષમા કોળી જલા ખશીયાને મારી કાઢીને મહુવા બંદર લીધુ.

સંવત ૧૮૪૮ મા કાઠીઓ સાથે વેર થયું, ત્યારે વખતસંઘજી કટક કરીને મોજે ચીતળ ગયા. ત્યાના ગઢમા કાઠીઓ ઘણા હતા. તેઓ ઉપર હલ્લા કરી. એટલે બધા કાઠીઓ નાશી ગયા. અને વખતસંઘજીની ફોજે ચીતળ લૂંટયું. તેના ઘોડા, ઊંટ અને ગાડાં વગેરે માલ ઘણોક લીધો. પછી કુંડલે જઇને નીશાન ચઢાવ્યું. ત્યારે બધા કાઠીઓ જૂનેગઢ જઇને નવાબ હામદખાનને મળ્યા; અને કહ્યું કે વખતસંઘજીએ અમારા બધો ગરાસ ખૂંચવી લીધો. એટલે નવાબ ફોજ લઇને આવ્યા. ત્યારે ઠાકોર ચાળીસ હજાર માણસોની ફોજ લઇને સામા ગયા. અને મોજે પાટણને મુકામે નવાબ સાથે તોપોની લડાઈ કરી ને નવાબ પાસેથી મોજે રાજુલું લીધુ. પછી જેઠવા ઉગાજી હઠુ નવાબ સાથે કસુંબા પીધા અને કાઠીઓ સાથે બાર વર્ષ સુધી વેર ચાલ્યું.

સંવત ૧૮૬૮ માં તરવાની જાત્રાએ પધાર્યા. ત્યાં સોળ હજાર બ્રાહ્મણો જમાડયા. પછી ભરૂચમાં આવ્યા. પછી ચાણોદ કરનાળી જઈને ચોરાશીઓ કરી. ત્યાંથી ડાકોરજીએ થઈ ભાવનગર આવ્યા.

સંવત ૧૮૭૧ માં શતચંડી કરી. વખતસંઘજી સંવત ૧૮૮૦ સાલમાં દેવ થયા. તેના કુંવર ત્રણ હતા. વજેસંઘજી, રાયસંઘજી તથા વીહોજી. તેમાં રાયસંઘજીને ગરાસ મળ્યો નહોતો અને વીહોજીને મોજે રોયલ, ત્રદરા (ત્રાઘસા) અને વાવડી, એ ત્રણ ગામ આપ્યાં હતાં, પણ તેનો વંશ નથી.

રાવળ વજેસંગજી સંવત ૧૮ ની સાલમાં જન્મ્યા હતા, અને સંવત ૧૮ થી વર્ષ ૩૫ સુધી રાજગાદીએ બિરાજ્યા હતા. તેના કુંવર ભાવસંઘજી, કેસરીસંઘજી અને દીકરી બાઈ રાજ તે નવેનગર જામ રણમલને પરણ્યાં હતાં. એ ત્રણ ભાંડુ રાણી વખતુબાના પેટનાં હતાં અને રાણી નહાનીબાના કુંવર નટવરસંઘજી તથા અખુભા. તે બંને જણાને ત્રણ ગામો મળેલાં

## પ્રકરણ ૧૭ મું

## સિંધના પાવર પરગણામાંથી કાઠીઓ સોરઠમાં આવ્યા તેની વાત

સિંધના પાદશાહની આગળ નાયકા નામે કાંઈ કુંદી ગાન કરતી હતી. તેણે પાદશાહની કાંઈ મશકરી કરી તેથી પાદશાહે હુકમ કરીને તેને રજા આપી, જે અમારી કચેરીમા તારે આજ પછી આવવું નહીં. તે પાદશાહના પરાવત કાઠી હતા. તેણે તે નાયકાને પોતાના ઊતારા ઉપર બોલાવીને ગાન કરાવ્યુ. તે વાત પાદશાહના જાણવામા આવી. ત્યારે તેણે હુકમ કરીને કાઠીઓને કહ્યુ જે અમારા મુલકમા ક્યાંઈ તમારે રેહેવું નહીં. ત્યારે તે કાઠીઓ નાશીને સોરઠમાં આવ્યા તે ઢાંક( જૂનાગઢ પાસે )નો રાજા વાલો રજપૂત ગરાશીઓ હતો તેણે પોતા પાસે ચાકર રાખ્યા. તે કાઠીઓ શાખો ૮ ના હતા;

| | |
|---|---|
| ૧ માજરીઆ | ૨ રોહરીઆ |
| ૩ નરેર | ૪ નાટા |
| ૫ પટગર | ૬ જેબલીઆ |
| ૭ ભાભલા | ૮ બાબરીઆ |

તે સઘળા એવરતીઆ કેહેવાએ છે. તેમાના પટગરની દીકરી રૂડી હતી. તે સાથે વાલાનો કુંવર ખૂટયો. એટલે તેને મારવાનો વિચાર કાઠીએ કર્યો. ત્યારે એ રાજાએ પટગરને બોલાવીને કહ્યુ જે એ તમારી દીકરી અમારા કુંવરને પરણાવો. પછી પરણાવી. તે કુંવર કાઠીની નાતમાં ભલ્યો. બીજા તેના ભાઇઓ રજપૂત રહ્યો. એ કુંવરને ધરડેરા કરીને કાઠીએ થાપ્યો. તેના વંશના થયા તે હાલ સુધી ધરડેરા શાખા-ઇતિ કેહેવાય છે. અને પેલા ૮ શાખોવાળા એવરતીઆ કેહેવાય છે. તે એવરતીઆ પોતાની ૮ શાખોની માહોમાહી દીકરી લેતા દેતા

નથી, પિત્રાઈ જાણીને, તથા ધરડેરા પણ તેમ જ કરે છે. પણ ધરડેરા તથા એવરતીઆ સામસામી દીકરી લે છે ને દે છે. ધરડેરાવાળા કાઠી પણ કેહેવાય છે.

જે વાલો પેહેલો વટલ્યો તેને દીકરા ત્રણ હતા. તેમા મોટો

૧ હરસુર; તેના વંશના વાલા કેહેવાય છે,
૨ ખૂમાણ; તેના વંશના ખૂમાણ કેહેવાય છે;
૩ ખાચર; તેના વંશના ખાચર કેહેવાય છે;
એ સરવે ધરડેરા શાખાઈતિ કેહેવાય છે.

૧ વાલા કાઠીનુ તખત મોટુ હાલ જેતપર તથા ચીતળમા છે;
૨ ખૂમાણનુ તખત આવરકુંડલામાં છે.
૩ ખાચરનું તખત જસદણ તથા ચોટીલામા છે.

---

## પ્રકરણ ૧૮ મું

---

### એભલવાળાની વાત [1]

એભલવાળો વળે પરગણાનો રાજા હતો. રજપૂત વાલા કાઠી પણ છે. તે રજપૂતમાથી થયા છે ગામ ઢાક( ધોરાજીપાસે )નો રાજા વાલોજી હતો. તે કાઠીની દીકરીને પરણીને વટલ્યો.

સિંધ પાસે પાવર મુલકમા અમરા કાઠીઓ રેહેતા હતા. ત્યાહાં દુકાલ પડે ત્યારે ઊનાળા ભરીને ઢાકને પાદર આવ્યા. તેમા અમરો પટગર નામે કાઠી હતો તેની દીકરી નામે અમરાબાઈ બહુ રૂપાળી હતી. તેને જોઇને વાલોજી આશક પામ્યા ને એ પટગરને કહ્યું જે તમારી આ દીકરી મને પરણાવો. ત્યારે તેણે કહ્યું કે તમે અમારે રસોડે જમો તો પરણાવીએ. ત્યારે એ વાત કબૂલ કરી. ત્યારે તેને

---

૧ લખાવનાર મહેતા દેદર ભોજક, ગામ વડવાણ સં. ૧૯૦૮ ચૈત્ર શુ ૨

પગણાની ત્યારે તે વાલાજીના ભાઇઓએ કહ્યુ કે, તુ વટચો માટે ગાદીના વારસ અમે ઉઠ્યે હવે તારે ગાદીનો અધિકાર નહી એમ કહીને સઊએ ગંપીને તેનુ ગજ ખૃચી લીધુ ત્યારે વાનોજી કાઠી-ઓના ઊચાગામા જઇને રહ્યા અને કહ્યુ કે તમારે સારૂ મારૂ ગજ મે ખોયુ, માટે હવે શુ કરવુ ? ત્યારે કાઠીઓએ કહ્યુ જે, આપણે મળીને બોમીઆની જમીન દબાવશુ, ને અમાગમા મોટેરા તે તમે મેહેવાશો

આમ નક્કી કરીને ચોગીના પ ધકમા એ મજીએ આવ્યા વાનાજી બી ન કોઈ દેવને માનતો નોહોતો ફકત સુરજનેજ માનતો હતો તે વાનો એક સમે પોતાનો ગરાસ ગયા બાબત પસ્તાવો કરીને સૂતો તેને સુરજદેવે સ્વપ્નામા આવીને કહ્યુ કે તુ મારૂ સ્મરણ કરીને લડાઈમા ચડજે, તારી મદદમા કરીશ, ને તારી જિત થશે પછી તુ મારૂ એક દેરૂ કરાવજે પછી તેણે સુરજદેવની સહાયતાથી લડાઈ કરીને કેટલાક ગામો દબાવી લીધા પછી તેણે સુરજનુ દેરૂ મોટુ, ગામ થાનની સીમમા ચણાવ્યુ તેમા સુરજની મૂરતી પધરાવી એ વાલાજીને દીકરા ત્રણ થયા ખુમાણ ૧, ખાચર ૨, ને વાલા ૩ તે ત્રણે ભાઇ-ઓએ ગરાસ વેહેંચી લીધો ખાચરની ગાદી ચોગીના ૧, ખુમાણની ગાદી ભિ તીઆને ૨ અને વાલાની ગાદી જેતપર ૩

## એભલવાલાની ચાલતી વાત

એક સમે મેધીશા વાણીએ સુખવિજયજી જતી પાસે વરસાદ બધાવ્યો એટલા સારૂ કે તેણે રોજગાર સારૂ દાણા વખારમા ભરાવ્યા હતા તેના ભારે નાણા ઉપજે તે ગોરજીએ ચીઠીમા મ ત્ર લખીને કાળી આરને લીગડ માર્યો તે એભલવાને છોડ્યો ને ઘણો વરસાદ થયો ને સાઈ નેસડીને ઘેર ગયો તે બેહોશ થઇ ગયો હતો તેથી સાઈ નેસડીએ તેને આલિંગન લઇને બચાવ્યો તેણે કપડામા વચન આપ્યુ તે બાઇનો ઘણી પેથો ગઢવી માળવેથી આ યો તેણે લોકના કહ્યાથી બાઇના ઉપર કલક નાખવા માડ્યુ ત્યારે શ્રાપ દીધો જે તુ ગળતમાડે ગળ પછી તેમ થયુ તારે તે ચારણને કડીઆમા ઘાલીને

લઇને એભલવાલાને ઘેર આવી, ને તેના દીકરાનું માથું કાપીને લોહી છાટ્યું, એટલે કોઢ મટયો અને છોકરાને જીવતો કર્યો.

---

## પ્રકરણ ૧૯ મું

### રાધરા જેશંઘનાં કમઠાણો

રાધરા (સિદ્ધરાજ) સોલંકી. એનું નામ મૂળ રાજા વિહલદે, જન્મનામ જેશંઘ. તે પાટણમાં થયા. તેમણે સાતહજાર બસે ને ચોવીસ વાવ કરાવી. ધરતી ઉપર પાંચ હજાર તલાવ કરાવ્યાં તેમાં બસે બંધાર તલાવ કરાવ્યાં. તેમા શેશલંગ (સહસ્રલિંગ) તલાવ કરાવ્યું, પાટણમા સંવત ૧૧૫૨ના વરખે ચઈતર સુદ ભરણી નક્ષત્ર ભરણ-

કવિત્ત—સંવત શંકરવીર[1] ચૈત્ર સુદ લગી આચાર
ભરણી નક્ષત્ર ભરણ શુભકર વાર શનિવાર
દેસોત દંડે સાત, ટકા ક્રોડ પાંત્રીસે
સીઠી પથર પચાસ, પલ ઓગણપચાશે.
તારા ઘેર ભાગી તરસ સુણ ધરા ગુજરધણી
શેસલીંગ સરોવર સરસ શી સોભા વખાણું તે તણી

રાણી વાવ કરાવી પાટણમા. તીરથીઉં તલાવ પાટણમાં કરાવ્યું. વડનગરમાં તલાવ સમેયા કરાવ્યું. સંવત ૧૧૧૨ના વરસમા ધોલકામાં વાવ કરાવી. તેનું દામ સોળ લાખ ટકા, એકસો ને સાઠ હજાર ટકા અંકે સત ટકા. ઊજણ દસીઆડ નાથના ત્રાંબા બરોબર પથર ચણાવ્યો. સંવત ૧૧૧૫ની સાલમાં વીરમદે વાઘેલે વીરમગામ વસાવ્યું. સંવત ૧૦૮૭ ના વરખે માહા સુદ ૧૩ દિને મુણછર (મુનસર) તલાવ વીરમ-

---

૧. શંકર=૧૧ અને વીર=૫૨=૧૧૫૨. (બાવન વીર અને અગીઆર રૂદ્ર કહેવાય છે.)

ગામમાં સાઠ દેરીનું કરાવ્યું સિદ્ધરાજ સોલંકીએ. તે તલાવ વીરમગામથી આથમણું છે.

સિદ્ધરાજનો જન્મ ડભોઈમાં થયો. તેણે ડભોઈનો ગઢ કરાવ્યો, ને જશદણ ગામનો ગઢ કરાવ્યો. તે જશદણમાં ભુઇરૂં હતું. તેમાં ધુંધલીમલની મુરતી છે, ને એક ધરમનાથ સિદ્ધ હતો. ધાંધલપરનો ગઢ કરાવ્યો. ધુધલીમલની મૂરતી વાવને ટોડે બેસારી છે.

શરવાનો ગઢ કરાવ્યો. સાયલાનો ગઢ કરાવ્યો. આણંદપરનો ગઢ કરાવ્યો. વીરપરનો ગઢ કરાવ્યો. ભડલીનો ગઢ કરાવ્યો. મેંજકપરનો ગઢ કરાવ્યો. વઢવાણનો ગઢ કરાવ્યો. જેતલપરનો ગઢ કરાવ્યો.

શિહોરમા ભરમ કંડ(બ્રહ્મકુંડ)કરાવ્યો. દશહજાર પ્રાસાદ કરાવ્યા. સવા લાખ પરબો માંડાવ્યા. એક લાખ નેં નવ કન્યાદાન દીધા. આઠ હજાર તપસીની મઢીઓ કરાવી. બોતેર હજાર ધરમશાળાઓ કરાવી; નેં સોરઠમા દેવકાપાટણ (પ્રભાસ)મા શોમઇઆ( ગોમેશ્વર—ગોમનાથ ) માહાદેવનું દેરૂ કરાવ્યું. સહસ્ત્ર ગામ બ્રામણને સિદ્ધરાજ જેસંઘે આપ્યા.

સિદ્ધપરમા રૂદરમાલો કરાવ્યો. ચૌદ કરોડ મોહોર કાગજે ચડી ખરચની. તે શવંત ૧૧૫૨ની સાલમા રૂદરમાલો કર્યો.

> પથર સેહે ચઉદ ચુમાલ થભ પણ પણ સહસ્ત્ર નિરંતર
> પ્રથમ ક્રોડ અઢાર જડા જેણે માણુંક મનોહર
> સવાલાખ ધ્વજ દંડ લખ કલમ ભોવરણ તણા
> કોરણી ઘણી વિશાળ ચક લોહો રૂદર જહલે
> જ્યોત મોહોલ સોને જડી રૂદરમાલો ચકવત હે
> ચઉય ( ચૌદી ) મોહોર કાગલ ચડી ... ... ...

સાતસે ને ચાલીસ ગામ શિવ વાસે બ્રામણને આપ્યા. સંવત ૧૧૯૨ની સાલમા ઝીંઝુવાડે ગઢ કરાવ્યો. ત્યાહા રાખસ પોલ કરાવી. દખણાદિ તરફ ત્યાહા ઝીંઝુવાડે ભોઅરૂં છે; તે ભોઇરામા રાખસ દીઠો. ત્યારે ભોઇરામા બેસા બે તેલના ભરાવીને મસાલ કરાવીને ધણીધણીઆણી બે રાજા તથા રાણી ભોઇરામા ઊતર્યા

તે અલોપ થઇ ગયાં. તે ભોંઇરાંનું મોઢું ૧ જૂનેગઢ છે, મોઢું જશાદણને ગઢ છે. ત્રીજું મોઢું ઝીંઝુવાડે છે.

---

## પ્રકરણ ૨૦ મું

---

### કુમારપાલ અને રતનકુંવરી

સિદ્ધરાજ જયસિંહ મરી ગયો ત્યારે માસ ૨ ને દિન ૧૨ સુધી પાટણનું રાજ સુનું રહ્યું. ત્યારે કારભારીએથી કેટલે કુમારપાળને તેડીને પાટણ લાવ્યા, ને તેમને ગાદીએ બેસાર્યા. તેણે વરસ ૩૦ રાજ કીધું. તે કુમારપાલ પાટણથી શિકાર રમવા ચ ડ્યા ત્યારે મારગમા જતી જયમત રૂપ મળ્યા. તેમણે સાવને પ દીધો. જૈનધર્મ પાળ્યો. તે પછી કુમારપાલે દેક કારભારીએ મૂ ગામથી એનરાદિ કેગ.

જાએ ત્યારે રાણીએ ના કહ્યુ ત્યારે રાજાએ જોગનરી મોકલવા માંડી. ત્યારે બારોટ જશ્સપશ્સને તે પળે ગણીને પાછી પીદર પોહોચતી કરી.

આથી રાજા ભાટ ઉપર કતરાજ થયો ત્યારે ભાટે પોતાનો નાતમેળો કરીને ધરણુ કર્યું, ને પાટણમા ભાટે જમોર કર્યો સાતમેં ને મત્યાસી બારોટ બળ્યા

પાટણમા બારોટ જશ્સપશ્સનો ભાણેજ બારોટ ભટ્ટાચાર્ય વખતરા ફરી કાશીએ ગયો એ બાર વરશ સુધી વિદ્યા ભણ્યો પછે પાટણ આવ્યો તે આવીને રાજા કુમારપાનને કહ્યુ જે રાજા' કાન દરીઓ રેલશે ને પાટણ બોળશે ત્યારે રાજા કુમારપાળે બારોટ વખતરાને કહ્યુ જે તમે મારી પાસે રેહેજો ત્યારે બીજે દિને ઘડીએક દિન ચડતા રાજા કુમારપાન ને બારોટ વખતરા સાતમે માળ ચડ્યા ત્યારે જતિ હેમાચારજી પાસે બેઠા હતા તેણે જાણુ જે દરીઓ રેલશે ને પાટણ બોળશે જો રાજા પાસે રહીએ તો જતિએ જાણ્યુ જે આપણે ઉગરીએ એટલે તે ચેલા સમેત હેમાચારજી લાખ જતિને લઇને સોનાત ઉપર ચડ્યા, ને ચડીને રાજા કુમારપાન પાસે ઊભા રહ્યા ત્યારે બારોટ વખતરે રાજા કુમારપાનને કહ્યુ જે લોઢાના રારજા પાયદરાર મોહોલની પછવાડે નાખ્યો આનના નાહાણ બધાશે બારોટ વખતરે રાજા કુમારપાનને કહ્યુ જે મારા કહ્યા વિના તમે નાહાણમા બેસશો નહીં, એવામા કરામતનો દરીઓ નજરે આવ્યો એનામા નહાણ તરફોસી નજરે આવુ ત્યારે જતિ બધાએ કરામત નહાણ જાણ્યુ નહીં, ને એવુ જાણ્યુ જે રાજા જાહાજમા બેસશે તો પછી આપણે રહી જશુ એવુ જાણીને તમામ જતિ જાહાજમા કુદીને પડ્યા તે લાખ જતિ મરણ પામ્યા તે પાટણમા ચાખા ખાડ કહેવાય છે

તે કુમારપાન રાજાને પોતાના દસોદી ભાટનુ પાપ લાગ્યુ ત્યારે તે રાજા કુમારપાનને રગત કોહોડ (એટલે પિત્તવિકાર) નીકળ્યો. ત્યારે રાજા કુમારપાલ મરણ પામ્યો

તે અલોપ થઇ ગયાં. તે ભોંયરાંનું મોઢું ૧ જૂનેગઢ છે, બીજું મોઢું જયાદણને ગઢ છે. ત્રીજું મોઢું ત્રીસુવાડે છે.

---

## પ્રકરણ ૨૦ મું

---

### કુમારપાલ અને રત્નકુંવરી

સિદ્ધરાજ જયસિંહ મરી ગયો ત્યારે માસ ૨ ને દિન ૧૨ સુધી પાટણનું રાજ સુનું રહ્યું. ત્યારે કાલરીએથી સોલંકી કુમારપાળને તેડીને પાટણ લાવ્યા, ને તેમને ગાદીએ બેસાર્યા. તેમણે વરસ ૩૦ રાજ કીધું. ને કુમારપાલ પાટણથી શિકાર રમવા ચઢ્યા હતા ત્યારે મારગમાં જતી જયવંત રખ મળ્યા. તેમણે સાચનો ધર્મ દીધો. જૈનધર્મ પાળ્યો. ને પછી કુમારપાલે દેરું કાલરીએ કરાવ્યું ગામથી ઓતરાદિ કોરાં.

તે કુમારપાલને દીકરા ૧૬ થયા. તે પાટણમાં પોસાલે સવાહજાર જતિની હતી. ત્યારે તે રાજા કુમારપાલે અનેરી ઠેકાણે એમદમી કરવા માંડી. તે કુમારપાલને રાણી ઉદેપરની રત્નકુંવરી હતી. રાજાએ કહ્યું જે તમે જયવંત રખનો ચેલો હેમાચારજી છે તેને અપાસરે રાણીને પગે લાગો, ત્યાર પછી રાજાની મેડીએ રાણી થઇને તમે ચઢો. તેણે એવી અણઘટતી કરવા માડી, ત્યારે રાણી રીસાઈને પોતાને પીઅર ઉદેપર ગયાં. ત્યારે રાજા કુમારપાલે પોતાના દશોદી બારોટ નામે જલ્હપલ્હને ઉદેપરથી રાણીને તેડવા મોકલ્યા. તે રાણીને ઉદેપરથી તેડીને પાટણ લાવ્યા. બારોટ જલ્હપલ્હ તેને સોગન ખાઇને તેડી લાવ્યા. જે તમને પોસાલે પગે લગાડવા મોકલશું નહી. એવું કહીને તે તેને તેડી લાવ્યા. ત્યારે રાજા કુમારપાલે બારોટનું કહ્યું માન્યું નહીં, ને રાણીને કહ્યુ જે તમે જતિને અપાસરે

જાઓ. ત્યારે રાણીએ ના કહ્યું. ત્યારે રાજાએ જોરાવરી મોકલવા માંડી. ત્યારે બારોટ જલ્હુપલ્હને તે પળે રાણીને પાછી પીદર પોહોચતી કરી.

આથી રાજા ભાટ ઉપર ઇતરાજ થયો. ત્યારે ભાટે પોતાનો નાતમેલો કરીને ધરણું કર્યું, ને પાટણમા ભાટે જમોર કર્યો. સાતમેં ને સત્યાસી બારોટ બળ્યા.

પાટણમા બારોટ જલ્હપલ્હનો ભાણેજ બારોટ ભટ્ટાચાર્ય વખવટો કરી કાશીએ ગયો. એ બાર વરશ સુધી વિદ્યા ભણ્યો. પછે પાટણ આવ્યો. તે આવીને રાજા કુમારપાળને કહ્યુ જે રાજા[1] કાલ દરીઓ રેલશે ને પાટણ બોળશે. ત્યારે રાજા કુમારપાળે બારોટ વખવટાને કહ્યુ જે તમે મારી પાસો રેહેજો. ત્યારે બીજે દિને ઘડીએક દિન ચડતા રાજા કુમારપાળ ને બારોટ વખવટો સાતમે માળ ચડ્યા. ત્યારે જતિ હેમાચારજી પાસે બેઠા હતા. તેણે જાંણ્યું જે દરીઓ રેલશે ને પાટણ બોળશે જો રાજા પાસે રહીએ તો જતિએ જાણ્યુ જે આપણે ઊગરીએ. એટલે તે ચેલા સમેત હેમાચારજી લાખ જતિને લઇને મોલાત ઊપર ચડ્યા, ને ચઢીને રાજા કુમારપાળ પાસે ઊભા રહ્યા. ત્યારે બારોટ વખવટે રાજા કુમારપાળને કહ્યુ જે લોઢાના ગરજા પાયહજાર મોહોલની પછવાડે નાખ્યો. આવતા વાહાણ મધાશે બારોટ વખવટે રાજા કુમારપાળને કહ્યુ જે મારા કહ્યા વિના તમે વાહાણમા બેસશો નહીં, એવામા કરામતનો દરીઓ નજરે આવ્યો એવામા વહાણ તરફોસી નજરે આવુ. ત્યારે જતિ બધાએ કરામત વહાણ જાણ્યુ નહીં, ને એવુ જાંણ્યુ જે રાજા જાહાજમા બેસશે તો પછી આપણે રહી જશુ. એવું જાણીને તમામ જતિ જાહાજમા કૂદીને પડ્યા તે લાખે જતિ મરણ પામ્યા. તે પાટણમા લાખા બાડ કેહેવાય છે.

તે કુમારપાળ રાજાને પોતાના દમોદી ભાટનુ પાપ લાગ્યું ત્યારે તે રાજા કુમારપાળને રગત કોહોડ (એટલે પિત્તવિકાર) નીકળ્યો. ત્યારે રાજા કુમારપાળ મરણ પામ્યો

# પ્રકરણ ૨૧ સું

---

## કુમારપાલ પછીના રાજાઓ

કુમારપાળ મરણ પામ્યો ત્યારે પાટણનું રાજ સુનું રહ્યું. ત્યારે નગર મધાવની ને મલક વાઘેલ, ત્યાંથી વાઘેલો મુળરાજ પાટણ આવ્યા. દવાઈ વાઘેલની ફરી. ભીમ સોલંકી કાવરીએથી આવ્યો. તે કાલરીઆ પછવાડે વીમામો ગામ છે તેની ગાદીએ બેઠો, ને મુળરાજનો પુત્ર રણધવળ પાટ બેઠો. તેણે વરસ ૪૮ માસ ૧ દિન ૧૭ સુધી રાજ્ય કર્યું. તેનો પુત્ર વટલા વિમલરે, એણે વરસ ૫૯ માસ ૯ દિન ૧૧ રાજ કીધું. તેનો પુત્ર સારંગદે એણે વરસ ૮॥ મા ૧ દિન ૧૩ રાજ કીધુ

તેનો પુત્ર ઘેલડો કરણ એણે વરસ ૪૯ માસ ૭ દિન ૧૨ રાજ કીધું. એવું રાજ પાચ છત્ર ભોગવ્યું. વાઘેલા ઘેલડા કરણની વખતમાં વડનગરા કેશવ ને માધવ નાગર હતા. તે માધવે વઢવાણમાં માધવ વાવ કરાવી નામ હાલમાં ગઢ પામે છે. કેશવને ઘેર સ્ત્રી પદમણી હતી તે ઉપર રાજાએ કપટ કર્યું. ત્યારે પદમણી પેટ કટાર નાખીને મરી ગઈ ત્યારે પાટણથી કેશવ ને માધવ એ નામે સાંઢીઆ મોહોરના ભરીને દીલ્હિએ આવ્યા. પાદશાહની ખીજમત કરી બત્રીસ લાખ રૂપીઆ આપ્યા. તે બાદશાહને દિલ્હીથી પાટણ લાવ્યા ઘેલડા કરણને મારીને મીરગેહે ગુજરાતનું રાજ લીધુ

પડલા વિસલદેએ શહેર વઢવાણ વસાવ્યું કરણ વાઘેલે કરણાવતી નગરી વાસી. કરણાવતી નગરી પછવાડે પાચશેહે ગાંમનું રાજ કર્યું.

## પ્રકરણ ૨૨ મું

### રા' ખેંગારની વાત*

સિંધમા પાવર ધરતીમા રાજા સેરપાવરને ઘેર મૂળ નક્ષત્રમાં એક દીકરી અવતરી. ત્યારે જોશીએ રાજા સેરને કહ્યું કે આ દીકરી જેના ઘરમા રેહે તેહેનુ રાજ જાય, એવા જોગમા અવતરી છે. તે વાત સાભળીને રાજાને ઘણો ત્રાસ ઊપજ્યો. એટલે તે કુવરીને વનમા મૂકી આવ્યા. તે એક કુભાર નામે હનમતીઆને હાથ આવી. તેણે તેને પાળીને મોટી કરી. તે બહુ સ્વરૂપવાળી હતી. તેથી લાખા ફુલાણીએ માગુ મોકલ્યુ જે એ કન્યા અમને પરણાવો. ત્યારે કુંભારે કહ્યું કે મારી નાતવાળાઓને પૂછીને પરણાવીશ. પછી લાખા ફુલાણીએ ઘણો ડર દેખાડ્યો. ત્યારે તે કુંભાર ત્યાથી નાશીને સોરઠમા મજેવડી ગામમા આવીને પોતાના કુટુંબ સહિત વસ્યો.

એક સમે પાટણના રાજા શધરા જેશંઘના દસુદી ભાટો ૪ લલ્લભાટ ૧, ભગંડભાટ ૨, ચચભાટ ૩, ઉભલભાટ ૪, એ ચાર જણા દેશાવરમા ફરતા ફરતા મજેવડી ગામે આવ્યા. ત્યાહા કુંભારની દીકરી બહુ સ્વરૂપવાળી દીઠી. તે ચાલતી ત્યારે ભોએ કંકુના પગલાં પડતા હતા. તેને જોઇને એ ભાટોએ વિચાર કર્યો જે આ કન્યા શધરા જેશઘના દરબારમા શોભે એવી છે. વાસ્તે આપણે પાટણમા જઇને વધામણી આપશું તો રાજા આપણને કાંઈક ઈનામ આપશે.

* શ્રી શંખેશ્વરના ઠુરીએ લખાવી.

એમ વિચારીને તેઓ પાટણમા આવ્યા ત્યારે શધરાજે તે ભાટોની બઙ ચાકરી કરી અને શધરાજને રાણીઓ સોળ હતી. એક એક રાણીને રસોડે એક એક દાહાડો શધરાજની સાથે તે ભાટો જમ્યા. પણ જમી ઉઠે ત્યારે માથુ હલાવે ત્યારે શધરાજે પૂછ્યુ જે તમે માથુ કેમ હલાવ્યુ? ભાટો બોલ્યા કે તમારી સોલે રાણીઓ અમે જોઇ પણ એમાની એકે પૂરી પદમણી નથી ત્યારે રાજાએ કહ્યુ કે તમે સાગ દમોદી ભાટો છો વાસ્તે દેશાતરમા તપાસ કરવાને ફરો ને જે પુરી પદમણી કન્યા હોય તેનુ સગપણ લઇને લગન જોવરાવીને આવજો

પછી તે ભાટો ચાલ્યા તે ઘણા ઘણા દેશો ફર્યા પણ કોઈ ઠેકાણે પૂરી પદમણી કોઈના જોવામા આવી નહી પછી સોરઠમા જોતા જોતા મજેવડી ગામમા આવ્યા જ્યારે એ પેહેલા એ ભાટો એની દીકરીને જોઇ ગયા હતા ત્યારે એ કુભારને એવી બીહીક લાગી હતી જે આ કન્યાને શધરાજના ભાટો જોઈ ગયા છે, વાસ્તે આપણને કાંઈ હરકત થશે આમ વિચારીને એ દીકરીને ભોયરામા રાખતા હતા ત્યાહા આવીને ભાટોએ કહ્યુ કે તમારે દીકરી છે તેનુ સગપણ પાટણના રાજા સાથે કરો ત્યારે કુભારે કહ્યુ જે અમારે તો દીકરી જ નથી ત્યારે ભાટોએ કહ્યુ કે અમે તમારી દીકરીને નજરે જોઈ ગયા છઇએ વાસ્તે તમે જો સગપણ કરશો નહીં તો શધરાજ તમને કાંઈ સુખે રેવા દેશે નહી એવા તારાં

આગણુ આંબો મોરીઓ મોરીઓ, સાખ પડી ઘર બાર;
દેવાં ઊપાઈ દેવડી, નહી જાન તણી કુંભાર. ૧

એ સાંભળીને તથા તે કન્યાનાં ચાલતાં કંકુનાં પગલાં વગેરે ઘણાં વખાણુ સાભળીને રાજા પ્રસન્ન થયો અને વિવાહનો આદર કર્યો. માંડવો ઘાલ્યો તથા ગણેશ બેસાર્યા.

હવે એવા સમામા જૂનાગઢનો રાજા ચૂડાસમો રાખેંગાર હતો. તેની બેહેન શધરાજના ભાઇઓમા પરણાવી હતી. પણ તે જૂનાગઢમા રેહેતી હતી. તેના દીકરા બે દેશલ તથા વિશલ હતા. તેમણે પોતાના મામાને કહ્યું કે મામા આપણા પરગણામા મજેવડી ગામ નવું વસાવ્યુ છે, તે જોવા સારૂં અમે જઈશુ. એવી રજા લઈને તે બને ભાઇઓ. ગામ મજેવડી આવ્યા. ત્યારે એ કુંભારની દીકરી બાબતની સઘળી વાત સાભળી. પાછા જૂનાગઢ આવી પોતાના મામા આગળ વાત કરી: "આપણા પરગણામા એક કુંભારની દીકરી બહુ સ્વરૂપવાળી મોટા રાજવાડામા શોભે એવી છે તેને શધરાજના દશોંદી ભાટો જોઈ ગયા છે, અને શધરાજને પરણાવવા લગન ઠરાવ્યા છે. માટે આપણા પરગણામાથી એવી કન્યા પાટણનો રાજા લઈ જાય ત્યારે આપણી આબરૂ શી રહેશે ?"

પછી ચૂડાસમા રા'ખેંગારે દેશળને કહ્યુ જે "તુ ખાડું લઈને જા અને આપણા દરબારમા એ કન્યા લેઈ આવ."

પછી દેશળ ખાડું લઈને સા ગયો. અને કુંભારને કહ્યું જે "તારી દીકરી રા'ખેંગારને પરણાવ." ત્યારે કુભારે કહ્યું જે "આ કન્યાની પાટણના રાજા સાથે સગાઈ કરી છે, અને થોડા દિવસમા જાન આવવાની છે. વાસ્તે હું જો રા'ખેંગારને આ દીકરી પરણાવું તો શધરાજ મને મારી નાખે." ત્યારે દેશળે કહ્યુ જે "જબરજસ્તીથી અમે તેને લઈ જઈએ છીએ. વાસ્તે તને હરકત થનાર નથી." ત્યારે કુંભારે કહ્યું જે "પાટણનો રાજા ગિરનારના ડુંગરાને મૂળમાથી

ઓદીને પથરા ફયાઈ નાખી દેગે વાસ્તે રાધગજ સાથે વિવાહ કરેલી કન્યા સામુ જોવુ નહી "

સોરઠો.—જેસગ દેવે જાય ધાય નગર ઢંઢોળીયો
 કપરો તે કહેવાય, ખેગાર તુ એવો મ કર ૨

ત્યારે દેવાગ બોલ્યો

દોહા —આવન કંજાર ચોડા ગઢ ગિરનાર,
 ક્યમ મરે સોગર ધણી, સોહણ દંગ ખેગાર ૩

એક સોહણ એટલે એક અગૌલિની ફોજ ધગવનાર ફોજ ધગવનાર ખેગારને રાધગજ એવી રીતે જિતે એમ છે ?

પછી દેવાગ જમનાસીથી એ કન્યાને જૂનેગઢ લાવ્યો રથમા દેરે ઉતરી પરેલી પોગમા પેમના એ દેવડીને પગે ઠેસ વાગી, અગુઠામાથી લોહી નીકળ્યુ ત્યારે રાણક દેવડી બોલી " અપશુકન ભારે માઠા થયા છ સાર્ક નગરનુ નીપજવાનુ

દોહરો —પથમ પોરે પેમના થયા ટપરા ને દેશ
 ડાપો રાણક દેવને, (?) સૂનો સોરઠ દેશ ' ૪

પછી રાખગાર લગન કરી તેને પરણ્યો ત્રણ દિવસ સુધી અઢેકુ ( દેર ) ગુદાન્ત ગામ જમાડ્યુ ત્યારે ઉત્તરાદા દરવાજા બહાર પાટણના ૧૦૦ વાઘરી માગીના વાસણ વેચવા આવ્યા હતા, તેમને પણ જમવા નાતરુ મોકલ્યુ ત્યારે વનબે પૂછ્યુ જે " રાજાને ઘેર શો પ્રસંગ છ ? તે અમને જમવા તેડાવો છો ? ત્યારે ચારે કહ્યુ

દોહરો.—સોરઠ સિદ્ધદ્વીપની જાત તણી પરમાર
 એવી રાજા રોગની પરણ્યો રાખગાર ૫

આ કારણે રાજા અઢેકુ ગામ જમાડે છે, વાસ્તે તમને પણ જમવા આવજે "

ત્યારે વઘરીઓએ વિચાર કર્યો જે આ તો આપણા રાજાનુ સગપણ કર્યુ હતુ તે કન્યા રાખેગાર જબરાઈથી લાવીને પરણ્યો રાધરાજ જાતનો સોલકી છે અને પણ પણ સોલકી

વાઘરી છીએ વાસ્તે સોલકીની કન્યા સવેની જાય અને આપણે તો જલદીથી પાટણ જઈને આ વાત રાજાને સભળાવવી જોઈએ

આમ વિચારી તે ભૂખ્યાતરસ્યા ત્યાથી ચાલી નીકળ્યા ચાલતે ચાલતે પાટણવાડાના ગામ વાઘેલની સીમમા શિકાર પકડવા પામને માડયો તેવામા શધરાજના દશોદી ૪ ભાટો ઘોડે ચઢીને આવ્યા. તેથી પાસવામા સપડાયલા રોઝ નાસી ગયા એટલે વાઘરીઓએ કહ્યુ જે "બાપજી' અમે જૂનેગઢથી ગત દહાડા મજલ કાપતા અહીં આવ્યા છીએ આજે તેને માત લાઘણો થઈ છે તમે અમારા રોઝ તગડી મેલ્યા?" ત્યારે ભાટોએ પૂછ્યુ જે " તમારે શા માટે માત માત લાઘણો થઈ? ત્યારે તેઓએ કહ્યુ જે" આપણા રાજાની સવેની કન્યા રા'ખેગાર જ્યાગઢથી લઈ ગયો " એ સાભળીને ભાટો તરત પાટણ ગયા અને શધરાજને સભળાવ્યુ

દોહરો (અમે) નિધણીયા અને નરોગીયા ભણિપેલ જાતે ભાટ,

ખોળી કાઢી રાણકદેવીને ખગારે પાડી વાર ૬

તે સાભળી શધરાજે પોતાના મદદનીશ મામરા ભૂતને તેલાવી કહ્યુ જે "જૂનેગઢ રા'ખેગાર સાથે લઢવા જવુ છે માટે મારી સાથે ત્યા આવવા તૈયાર થા "

પછી ચઢાઈ કરવા ઉપડયા પહેલો મુકામ ગામ વાવેને કીધો. ત્યા આગળથી બાબરા ભૂતે ૫૨૦૦ ભૂતાવળ એકઠી કરી અને એક રાતમા તળાવ ત્યા બધા યુ ત્યાથી ઉપડયા તે મુજપુર મુકામ આવ્યા. ત્યા મુજ માળની રાજ કરતો હતો તેણે દસ્તુર પ્રમાણે ભાટોને કાંઈ જ નહોતુ આપ્યુ તેથી અગાઉ તેમણે ત્યા ત્રાગા કીધા હતા. શધરાજે તેને દપ । પાડ્યો તેથી મોમા તરણુ લે તે શરણે આવ્યો. ત્યાથી પછી શધરાજ ઝીઝુવાડે આવ્યો ત્યા કિલ્લો બધાવ્યો. ત્યાનો મુખી ઝ્બારી ધાધો હતો, તેનો ત્યા નેસ હતો

દોહો —ધાધાને રે ધણીયાણીઓ રતિ ને જતિ

ગઢનો પાયો માડિયો સમર વાવ હતી ૭,

હાનમા એ વાવ ખૂટન નામે ઓળખાય છે એક માણસ છ માસ સુધી એ વાવનુ પાણી પીએ તેનામા ખૂટામણુ આવે, એવી કહેવત છે

શ્રીકુવાડેથી શધરાજ વીરમગામ આવ્યો ત્યા પોતાની માતા મીણલદેવીના નામથી મુનસર (મીણલસર) તળાવ બધાવ્યુ ત્યાથી વઢવાણ મુકામ કરી ગઢ કરાવ્યો ત્યાથી સાયલ જઈ ગઢ તથા તળાવ બધાવ્યા એમ મુકામ કરતા કરતા કેટલેક દહાડે તે જૂનેગઢ પહોચ્યો

ત્યા શધરાજે રા'ખેગાર સાથે બાર વરસ સુધી લડાઈ કરી છના ગઢ હાથ ન આવ્યો ત્યારે રા'ખેગારના મહેલ પર ચડવાને એક સુથારે લાકડાની સારણી કરી આપી તે ઉપર બેસી શધરાજ અને તેની મા મીનલદેવી બન્ને રાણકદેવીના મહોલે પહોચ્યા તેના બારણા બધ હતા તે તેમણે ઠેલ્યા એટલે રાણકદેવી બોલી

સોરઠો—કાણ ખખડાવે કમાડ મઢી છે રાણક દેવની
જાણશે રા'ખેગાર ત્રાટક માન જ તોડશે ૮

એટલે મીનલ દેવી બોલી

દુહો સોરઠિયો—મારા મોટા[1] લાડકો ઓખોરકાર ગિરનાર
મારી રા'ખેગાર ઉતારવી રાણકદેવને ૯

ત્યારે રાણકદેવી બોલી

સોરઠો—અમારા ગઢ ઠેક કેણે તમુ તારીયા ?
અધરો[2] મોટો શેઠ, બીજા વરતાઉ વાણીયા ૧૦

એટલે મીનલદેવી બોલી

સોરઠો—વાણીયના વેપાર, જાતે દહાડે જાણશો
મારશુ રા'ખેગાર, ઉતારશુ રાણક દેવને ૧૧

આ રીતની તકરાર કરી માદીકરો પાછા મુકામ પર આવ્યા. પછી એક દિવસ રા'ખેગારે પોતે દારૂ પી, પોતાના ભાણેજને પાઈ તેને કહ્યુ જે "આ શીશો તારી મામીને આપી આવ." ત્યારે તેણે

1 દીકરો 2 અધરો

કહ્યું જે, "મામા! મે દારૂ પીધો છે, માટે મને ન મોકલતા." છતા ખેંગારે આગ્રહ કરી તેને મોકલ્યો. તેણે જઈને મામીને શીખ આપી. રાણકે તેને કહ્યુ જે "તમારા મામાનો દારૂ તો તમે પીધો. હવે અહી આવો. મારા હાથનો પીઓ." તેણે ના પાડી, તોપણ મોગન દઈને હીચોળાખાટે તેને બેસાડયો. અને આમનેસામી એકએકના હાથનો દારૂ પીધો. કેફથી રાણકદેવી સુઈ ગઈ. દેશળ પણ કેફથી રાણકદેવી ઉપર પડી ત્યા જ સુઈ ગયો. એટલામા રા'ખેંગાર ત્યા આવ્યો અને મામીભાણેજને સાથે સુતેલા જોઈ ગુસ્સે થયો. તેણે લાગલી જ તરવાર કાઢી ઘા કર્યો, પણ હીચકાની આકડી આડી આવી. એટલે તલવાર તે બન્નેને વાગી નહીં ત્યારે રાજાએ જાણ્યુ જે આ બન્ને જણની દાનત ખરાબ નથી જો એમ હોત તો તલવાર તેમને વાગ્યા વિના રહેત નહીં પછી વધુ પરીક્ષા કરવા જનોઈયો કાઢી રાણકદેવીના ઉઘેરેલા ચંપા ઉપર તેનો ઘા કર્યો છતા ચંપો કપાયો નહી. ત્યારે તેણે નક્કી જાણ્યુ જે "આ બન્નેના દિલમા કોઈપણ પાપ નથી." પછી થાભલામા કટારી મારી, દેશળે ઓઢેલી પામરી ઉચકી લીધી અને પોતાની પામરી તે બન્નેને ઓઢાડી.

ત્યાથી તે પોતાની બેન પાસે ગયો. અને તેને ઠપકો દીધો જે, "તારો દીકરો મારા ઘર આમુ જુવે છે.

**દુહો–સોરઠીયો**—બેન દેશળ દીઠેલ ચખ્ખ હવેખે અમ તણા
કાળી ચાચને કાગડે વેઠી નાગર વેલ ૧૨

બહેન! દેશળને જોઈને મારી આખમા દ્વેષ-ઝેર ઉભરે છે. કારણ એ કાળા મોના કાગડે નાગરવેલના પાન વેઠી તોડી લીધા"

સવારે રાણકદેવડી જાગી, અને રાજાની પામરી બન્નેની ઉપર ઓઢાડેલી જોતા તેમ થાભલામા કટારી દેખતા ભાણેજને જગાડી કહ્યુ જે,

**દોહરો**—"ઉઠ ભાણેજ! વરવુ થયુ ચંપો જોઈ વિચાર,
થભ કટારો થર હરે, કોપ્યો રા' ખેંગાર"

પછી દેશળ ઉઠી તેને ઘેર ગયો, ત્યારે માએ તેને ઠપકો દીધો

સોરઠા —"તુ મુજ પેટ પત્થર પડ્યો જળજળનો અગાર
ઉગ્યે દિન ઓળભો દઈ ગયો રા' ખેગાર" ૧

ત્યારે દેશળે કહ્યુ જે

દોહરો —"નથી મે ઘોડા ચોરીયા, નથી ભેળ્યા ભડાર,
નથી માણી રાણકદેવડી, કિમ ઓળભા દે ખેગાર ૧૫

અમારે તો ભાઈબેન જેવો સ્નેહ છે મામાના મનમા પછી ચાહે તેમ આવો"

માએ ત્યારે કહ્યુ જે "તે તારી કાકી રાણકદેવીને મામાને પરણાવી, છતા તેનો ગુણ વિસારીને ઉલટુ તારો મામો આ આળ ઓઢવે છે વાસ્તે તારે આ ગામમા વસવુ લાયક નથી"

પછી રા'ખેગારે પણ તેને જાસ્રો દીધો એટલે દેશળે પોતાના ભાઈ વીશળને કહ્યુ જે "હુ તો આ ગામમાથી જાઉ છુ" ત્યારે વીશળે કહ્યુ જે "તુ જઈશ તો હુ પણ તારી સાથે જ આવીશ કેમ જે

દોહરો —કડવા હોયે લીબડા શીતળ હોયે છાંય,
બાધવ હોયે બોલણા તોય પોતાની બાંહ્ય" ૧૬

પછી બન્ને જણ રાતે ને રાતે જ ગઢમાથી ચાલ્યા અને દરવાજે ચાલ્યા એટલે કિલ્લેદાર રજપૂત દુદે અને હમીરે તેમને પૂછ્યુ જે "ભાઈ દેશળ! કઈ તરફ પધારશો?" દેશળે કહ્યુ જે "માળવેથી અફીણના પોઠીઆ દરબારના આવે છે, તે લેવા સામો જાઉ છુ અરધી રાતે કે પાછલી રાતે પહેલે પહોરે પોઠીયા લઇને આવીશ માટે દરવાજા ઉઘાડવા સારુ જાગતા રહેજો"

આમ કહી નીકળ્યા તે દેશળ અને વીશળ સીધા કાકા સધરાજને જઈ મળ્યા અને તેને કહ્યુ જે "કાકા! તમે અમારા કાકા થાઓ છો તેની અમને પહેલા જાણ ન હતી તેથી જ મે મારા કાકીને

રા'ખેંગાર સાથે પરણાવી હવે મારો મામો મારે માથે બદનામનું આળ ઓળવે છે. વાસ્તે હું તમારી પાસે આવ્યો છું ચાનો માગી માથે હું રા'ખેંગારને મારી મારી કાઢી તમને પાછી સોંપું "

પછી ૧૫૦ પોઠીઆની ગુણોમા હથિયારબંધ સીગંધીઓને ઘાલ્યા, અને એ પોઠીયાઓને ચલાવી દરવાજા ઉઘડાવી ગઢમા પેસાડયા. તેમણે દૂદો તથા હમીરને ત્યા જ ઠાર કર્યા પછી આવી રા'ખેંગારના દરબારમા વિજયની શરણાઈઓ બજાવી રા'ખેંગાર લડવા આવ્યો

**દોહરો** ઝાંપો ભાંગ્યો, ભેળ પડી, ભેળ્યો ગઢ ગિરનાર,
દૂદો હમીર મારિયા, સોરઠના શણગાર ૧૭
રણ શરણાઈ વાગિયો, પાખરિયા મણુ[1]
શૂરા મુખ પાણી ચડે, કાયર પડે ભગાણ ૧૮

એ લડાઈમા બન્ને બાજુમા કેટલાએક માણસ પડયા, અને રા'ખેંગાર પણ મરાયો પછી દેશળ સધરાજને રાણકદેવીને મહેલે લઈ ગયો અને બોલ્યો "મામી અમે બે ભાઈ તથા મામા આવ્યા છીએ, માટે બારણા ઉઘાડો ' એટલે તેણે બારણા ઉઘાડતા સધરાજે રાણકદેવીને પોતાની સાથે ગુજરાત આવવા વિનવણી કીધી. પણ તે એકની બે ન થઈ ત્યારે તેના બે દીકરા માણેરો ૧૧ વરસનો, અને ઉગાયચો ૫ વરસનો, એ તેને તેની પાસેથી ઝુંટવી લીધા પહેલા ઉગાયચાને માર્યો પણ રાણકદેવી ડગી નહીં પછી માણેરાને મારવા લીધો પણ ૮ છટકી માની સોડમા લપાયો અને રોવા લાગ્યો રાણકે તેને પડકાર્યો

**સોરઠો**—"માણેરા ! મા તું રોય મ કર આંખ્યું રાતિયો
કુળમા લાગે ખોય મરતા મા ન સંભારિયે" ૧૯

પછી સધરાજે માણેરાને ચારણ પાસે પકડાવ્યો અને આજ્ઞા કરી જે 'આને અહીં મારતા નહીં પણ રાણકની નમાની થઈ પાટણમા ન પેસે તો દરવાજે એને મારજો '

---

1 ઘોડા

પછી રાણકદેવીને ગઢમાંથી બહાર કાઢી. ત્યાં રા'ખેંગારનો ઘોડો નજરે ચઢતા તે બોલી

સોરઠો—"તરવરિયા તોખાર ! હઇયું ન ફાટયું હંમલા !
મરતા રા'ખેંગાર ગામતરા ગુજરાતના." ૨૦

એટલામાં રા'નો સાબર શૃગાલ નજરે પડતા રાણક બોલી

સોરઠો—"રે સાબર શૃગાલ ! એક દિન શૃગાલા હતો.
મરતા રા'ખેંગાર ભવના ભીલા[1] થઇ રહ્યા." ૨૧

ત્યા તો મોર પણ જોયો, એટલે તેને પણ કહ્યું કે

સોરઠો—"કાઉં કે ગરજ મોર ગોખ ગરવાને ચઢી,
કાપી કાળજકોર પિંજર દાઝયો પાણીએ." ૨૨

(અરે ગરવા મોર ! ગિરનારની બારીએ ચઢી, હવે શોર શાને કરે છે ? મારા કાળજાની કોર કાપી મારૂ પિંજર (ઘર) પાણીએ બાળ્યું, મારા સગા ભાણેજે બોળાડયું.)

એવામાં રા'ખેંગારનું શબ નજરે ચઢ્યું, એટલે તે બોલી

દોહરો—"સ્વામી ! ઉઠો સૈન્ય લઇ ખડગ ધરો ખેંગાર
છત્રપતિએ છાઇઓ, ગઢ જૂનો ગિરનાર.  ૨૩

સોરઠો—ઉતર્યાં ગઢ ગિરનાર, તનકુ આવ્યુ તવારિએ
વગના બીજી વાર દામો કુંડ નથી દેખવો." ૨૪

ત્યાંથી આગળ ચાલતા ચાંગરવાડી આવી એટલે તે બોલી

સોરઠો—"ચંપા ! તું કાં મહોરિયો થઇ મેલ્યું અગાર
મટોરે કળિયુ મ્હારુ નો માર્યો રા'ખેંગાર." ૨૫

આ પડકારથી ચંપાનું ઝાડ સૂકાઇ ગયું. અને વાડી પણ બળી ગઇ. તરત તેણે ગિરનાર તરફ દષ્ટિ નાખી. અને બોલી

૧ વળેલા કે બાંગેલા શીંગડાંવાળા હરણ કે બળદને ભીલા કહેવામાં આવે છે.

સોરઠો—"ઉંચો ગઢ ગિરનાર! વાદળથી વાતું કરે
મરતાં રાખેંગાર રંડાયો રાણકદેવડી." ૨૭

ત્યાંથી સહુ રસ્તે પડયાં. પાંચ ગાઉની મજલ કાપ્યા પછી એણે ગિરનાર જાણે વળાવવા સાથે સાથે આવતો હોય એમ નજરે ચડતાં ફરી પાછો ગિરનારને પડકાર્યો:

સોરઠો—"ગોઝારા ગિરનાર! વળામણ વેરીને કિયો.
મરતા રા'ખેંગાર ખરેડી ખાગો નવ થયો." ૨૭

ત્યાંથી આગળ ચાલ્યા. વળી પાછું કેટલેક છેટે ગયા પછી જોયું તો ગિરનાર પડતો દેખાયો. એટલે તે બોલી જે,

સોરઠો—"મ પડ મારા આધાર! ચોસલા કોણ ચડાવશે
ગયા ચડાવણહાર જીવતા જાગર આવશે." ૨૮

(હે ગિરનાર! હવે પડતો અટક. તું તો મારો આધાર હતો. તારા ચોસલા પડતા તેને પાછા ચડાવનાર કોઈ હવે રહ્યો નથી. તેને ચડાવે એવો રા'ખેંગાર ગયો. હવે તો તારે ત્યા જે જીવતા હશે તેઓ જાત્રા કરવા આવશે માટે હવે પડતો નહિં.)

આગળ ચાલતા દેશળવીશળ શધરાજ પાસે આવ્યા અને રા'ખેંગારને મારી જૂનેગઢનુ રાજ્ય દેશળને આપવાની આગલી બોલી ની યાદ આપી. ત્યારે શધરાજે કહ્યુ જે "હા સોરઠ છોડયા પછી સોંપીશું." પણ તેણે મન સાથે વિચાર કર્યો કે "જે પોતાના સગા મામાના ન થયા તે મારાથી ફૂટી મારી સામે પણ કો દિ થવાના. તેથી તેમનું તો કાસળ જ કાઢવું જોઇએ." આમ વિચાર કરી માર્ગમા જ એ બે ભાઇઓને તેણે મારી નંખાવ્યા.

પછી પાટણવાડામા તેઓ આવ્યા. ત્યા સારી જગ્યા રાણકદેવીને શધરાજે બતાવી. ત્યારે તે બોલી

સોરઠો—"બળજો પાટણ દેશ પાણી વિના પૂરાં મરે.
ગરવો સોરઠ દેશ સાવજડા સેજળ પીએ." ૨૯

પછી પાટણને પાદર ઉતરના ચહેર આખા પામે રાવનાજે ઉજાણી કરાવી અને લોકો ગજાનાથી સાગ માગ કપડાવસ્ત્ર પહેરીને આવ્યા તેને જોતા નાણકદેવી બોની.

સોરઠો—"મારજે પાટણ દેશ, જ્યે પટોળા નીપજે
ગજ્ગો મોગ ત્યાં લાખેણી મને સોમડી" ૩૦

એટનામા એક સ્ત્રીએ ગણુને પૂછ્યુ બાઈ, તમે રાધગજની ગણી છો ત્યા તે બોની માગ "કંથને હુ આવી અવસ્થામા મૂકી આવી છુ

દોહરો—વાએ કંચ મઢડી, ચપ્પુ[1] ચમક દત
જુઓ પટોળાવાળીઓ લોમડીવાળીનો કંથ ૩૧
જે માને મોગ વચ્ચો ધડીયો ગંખેગાર
તે માના ભાગી ગયો, જતો રહ્યો લુહાર"

ત્યારે પેની સ્ત્રીએ કહ્યુ જે "તમારી આખમા આસુ કેમ નથી આવતા? ત્યારે રાણકદેવી બોલી

સોરઠો—"પાપણને પતે કહો તો .વા ભરાવીએ
માલેગ મગને શગી મા મનણા વટે"

પછી રાધનજે ગણુનુ મન મનાવવાને વણાક ઘણાક પ્રયત્નો કર્યા પણ તે પ્રસન્ન થઈ જ નહીં પછી એક વાર રાધગજે તેને પૂછ્યુ જે "તારે કયા રહેવા મરજી છ?" ત્યાર તે બોની જે "મારૂ ગામ વઢવાણ છે, તેથી હુ ત્યા જઈશ." પછી રાધગજ તેને વઢવાણ લઈ ગયો એટલે તેણે કહ્યુ જે 'હુ તો સતી થઈશ" પછી ભોગાવામા ચિતા ખડકાવી રાણી તેમા બેઠી અને સુરજને પગે લાગી બોની

સોરઠો—"મારૂ શહેર વઢવાણ ભાગોરે ભોગાવો વટે
બે સવનો ખગાર ગયુ, ભોગવ ભોગાવા ધણી" ૩૨

એટલામાં ચિતા બળવા લાગી અને ઉનો વા વાવા લાગ્યો

---

1 દલ જેવા

મોરદો--"વાયુ વાય સવાય વાથે વેનુ પરજ્જે
ઉભો ત્યા શધરાજ સત જોવા ઓન્દિયાણીનુ." ૩૫

તે વેળા શધરાજે પામગી ગણુ૰ ઉપર નાખી પણ ગણુદે તે પાછી ફેકી કહ્યુ કે, "જો તુ મારી એગો બજે તો હુ તારી ગણી આવતે ભવે થાઉ" પણ તેની સાથે બળવાની શધરાજની હિમત ચાનીજ નહી

## પ્રકરણ ૨૩ મું

### માંડવરા દેવ

જે દાહાડે જગદેવ પરમાર ધારને કીન્તેથી પાટણ આવ્યા તે દાહાડે પોતાનો ભાઈ રણધવન ઉજ્જણનુ રાજ કરતો હતો તેના વશનો ભાઈ એક નીકળીને પારકર જઇને વસ્યો તે પરમારોના કુળમા ચ દન ને શોઢો પરમાર હતા શોઢો પરમાર ઢોનીએથી પગ હેઠો મુ૰ સદનારને ગોહોર અને દાતણ જ્યારે કરે ત્યારે માગણને કરોડ પસાવ આપે એવુ એને બરદ હતુ

એ ચ દનના કુળમા મુંજો અને લગધીર એ પારકરનુ રાજ કરતા એનામા સાત દકાની પડી ત્યારે પોતાના શેહેરમા રૈઅત દુ ખ પામવા માડયુ ત્યારે પોતાના પ્રગણા સમેત બધો દગ લઇને મુંજો ને લગધીર બે ભાઈ પારકર મૂકીને નીકળ્યા ત્યારે માડવરા દેવ (માતણ્ડેંવર—સૂર્ય) હતા તેની બે ભાઈ પૂજા કરતા તે પૂજા કર્યા વિના મોઢે રજક લેતા નહીં માડવરાની પૂજા પેહેરે દિવસે કરીને પાચ ગાઉ જઇને પોતાનો બધો દગો જઇને પડયો ત્યારે બીજે દાહાડે પાચ ગાઉથી આવીને માડવરાની પૂજા કરી ત્રીજે દાહાડે દશ ગાઉ ગયા વળી દશ ગાઉથી આવીને માડવરાની પૂજા કરી, અને જઇને રજક ખાધુ એવી રીતે ચોથે

દિવસે ગાઉ ૧૫ થી માંડવરાની પૂજા કરવા આવ્યા. એથી એની તો નિત્ય ઊઠીને તસની પડના માંડી. ત્યારે માંડવરા દેવે જાણ્યું જે કેટલાક ગાઉથી આવશે ને કેટલા ગાઉ જશે. તેથી માંડવરા દેવ મુંઝાયા ને લગધીરને પ્રસન થઇને બોલ્યા જે મને રથમાં બેસારીને સંગાતે લઇને જાઓ. પણ જ્યાંહાં મારા રથનું પઇડું અટકે ત્યાંહાં તમે રેહેજો. ત્યાંહાંથી ડગલું આગળ ભરશો નહી. એવું માંડવરાએ કહ્યું તારે મુંઝા ને લગધીર બે ભાઇએ માંડવરાને રથમાં બેસારીને ત્યાંથી નીકળ્યા અને પોતાના દંગમાં આવ્યા. ત્યારે ચાલતાં ચાલતાં દેવકો પંચાલમાં ગામ વઢવાણ તેના પ્રગણામાં ગામ નો મુળી, તેની સીમમાં નાડીતોડ ખાદરું ધાગડી તલાવ ત્યાંહાં આવ્યા. ત્યાંહાં રથનું પઇડું અટક્યું. ત્યારે મુંઝો અને લગધીર પરમાર ગાડાનો ગઢ કરીને રહ્યા.

ત્યારે વઢવાણમાં વડવા વાઘેલો તેના સાલા રજપૂત તો શાખે છભાડ મુળી રાજ કરતા. તે એક દહાડાને સમે શિકાર રમવા નીકળ્યા. વગડામાં જીવજંતને ઉડાડ્યા. એવામાં તેતરો એક નાશીને પરમારોના ઉચાળામાં પડ્યો. ત્યારે બધા છભાડ આવીને ઘોડાં ઊપર ચઢીને દંગ બાધો વીટયો. હઇઆમાં એવું જાણ્યું જે આ બાધો દંગ પરદેશનો છે; અને બહુ ધનમાલ દીઠું. આપણ એને ગુનામાં નાંખીને લૂંટી લીજીએ, એવો છભાડે વિચાર કર્યો. એવું જાણીને મુંઝા અને લગધીર પરમારને બોલાવીને કહ્યું જે અમારો તેતરો નાશીને તમારા ઊચાળામાં પડ્યો છે, તે અમને આપો. તારે મુંઝા અને લગધીર પરમારે છભાડની ઘણી આગતાસ્વાગતા કરવા માંડી. કસુંબાની મનવર કરવા માંડી; જે તમારે પરગણામાં આ ગામ તો તમારું, તમે કરમી માનવીના સગા કેહેવાઓ છો. વડલા વાઘેલો, તેના તમે શાલા કેહેવાઓ છો; તે સારુ અમારે તમારી મનવર કર્યાં વિના ચાલે નહીં. એવું ગરીબ વેણ મુંઝા અને લગધીરે કાઢ્યું. ત્યારે છભાડે જાણ્યું જે આ રજપૂત પરમારોમાં કાંઈ દૈવત નથી. એવું જાણીને કહ્યું જે અમારે કસુંબો તમારો જોઈએ નહીં. પણ અમારો તેતરો તમારા ઊચાળામાં

આવ્યો છે તે અમને આપો ત્યારે મુઝા અને લગધીર પરમારે કહ્યુ જે અમે તમારા તેતર કાંઈ લેવા આવ્યા નોહોતા પણ જે શરણે આવ્યો તે અમથી અપાય નહી ત્યારે છભાડે કહ્યુ જે ત્યારે તમે તરવાર બાંધો એટલે પરમારો હથીઆર બાંધીને ઘોડા ઉપર ચઢીને બારણે ઉભા રહ્યા

## કવિત્ત

જગન તેતર ઊડીઓ, આવો રાજદરબાર,
છભાસર ઘોડે ચડા, બાંધી ઊભા બાહાર ૧

મુઝા તેતર માહેરો, માગે દુર્જણશાલ,
ઘોહો ભરીઅન ગુજરધણી, આપે નહી એણી વાર ૨
પેહેને પોહેરે ચઢ તના, શોઢો ને સગરામ,
રતન ઘેહેને રતનાવતે, જેણે નિશ્ચય કીધુ નામ ૩

બાર મનિશાર ચોથ વદ, ટાળા પુરણ ત્રીજ,
મોઢા તે છભારાગ, ને દીધા રણધીર ૪
પડા છભાસર પાચશે, ઓઢો વીશે સાત
એક તેતરને કારણે મુઝાએ રાખી ખ્યાત ૫

ધરૂ ચને, મેરૂ ડગે, ગમો મરડે રરનાર,
મરડે મ્મ મૂળીધણી, પગ પાછા પરમાર ૬
ચાન, ક્રોડાનો ચોટ ઘટ, થર મૂલીરો વાસ
એ તો દે પરમારને, અવર ન દુજી આશ ૭

મુઝા ને લગધીર પરમારે છભાશરાને મારીને મૂળીનુ રાજ લીધુ લગધીરના ચ ચોજી, એ ચ ચાજીએ મૂળીમાં વાઘનુ દાન આપ્યુ.

## કવિત્ત

ચને સિંહ સમપિઓ, કેશર ઝબે કાન
પોહોચો પરમારા ધણી, એને રમતો મેલો રાન. ૧

ચાચનો દીકરો રતન મુલીમા થઓ. તેણે કોડ પસાવ આપ્યો "

કલ બીજે કોગ થાએ લાખવરી રાણુ લોએ,
ગોઢા વણુ સુઝે નહી, કોડવરી શણુ ગોએ ૨
વખત ભામણે મુઝાવત, બગ્દા અહણુ ગ્રેહે જાઆ,
ને અહે ત્રુગ પુગના, વાધના બેવડી બેગ્નરા,
વાર પાડના તકે સેહેર ઊઠા નખતરી અગ્બરી,
ગવ ગણુા નહી હજારી આગણે, વાલ હટકે હનાહલ,
મુવીએ વાધરૂ ઊકતા, તાહા બાટરા મેડીએ કડા ખટકે,
ચાર ચોવીશીઆ કવાવન, ચાકેન સારીએ સસાર સારો,
કનક છેઠાણીએ નીર વેહે કામની, વાહરેવાહ રતને મવારો ૩

એ પરમાણે ચાર ચોવીસીઓ મૂલીએ દીધી

---

## પ્રકરણુ ૨૪ સું

---

### કેશર મકવાણો

#### કવિત્ત

આદ જેતા ઓકાર સકન નાદો શુભુ ઉપાઆ
ચોમર મુખા મખમાએ મખ બત્રીશ કદ અ
સોન મુખ મખમાએ, વરી અમા બનનરીઆ
શેખ માઈ ત્રગ નામ કમરમુખ નોમુખ કરીઆ
બ્રંમાસન દ્દીસે માત નખ, માત રખ શનદી મહો.
ધન કુડમાન હનોત્ત મનમ, તે કશ સનો મારવ્હે ૪

મારકુંડ ત્રણુ ગોત્ર, આદ કુલ ચંદર વિલાસી;
શ્રાંમ સાખ માદની, તરપણ કલ ત્રણ પલાસી;
આદમાન કલદેવ, વેદ તો જજુર વખાણું;
એ તો જાણે અદકાર, તે કલ સાચો મકવાંણો;
ધન કુડમાલ ક્ષત્રીવટ ધરમ, મારકુંડ ઊતપત કીઓ;
રવિ શશી જાંહા લગ રેહે, તેમ રાજ અવિચલ દીઓ. ૨
નગર કેડે નવ લાખ, શેહેર છપનપર છાજે;
બાવન ગઢ બત્રીસ, ગામ રાખણુ ભડ ગાજે;
રણુ ચડો મકવાણુ, એહે એ તો ભાણુ ન સુજે;
આણુ દાણુ એકા નમે, કુડમાલ રાજસ કરે;
દણી આણુ ભૂપ કોણુ દુસરા, ધરા પાવ સામો ધરે;
કુડમાલનો મેહેરખ, મેહેરખનો ગંગરખ
ગંગરખનો પ્રથીપત મકવાણો, ગઢ શેકરી રાજ કરે. ૩
સતર સહસ્ર પરસાદ, ગેદરએ કરી સજાઈ;
પંચ લખ ધરપેસ, તેર કરોડ ભરતાઈ;
ધવલ મંગલ ઊદેસ, શેહેર મજ મોલ સવાઈ;
કેકાણુ લાખ હુ કલ કટક, જેને પંચ સહસ્ત્ર ગજરાજ,
સુણુ શીકરી શા લણુથી હરી, માહા જુધ મકવાણુ મેંણ. ૪
ચાર નીલ અસ્વાર, પદમ દશ રાવત રાણા;
પદમ લખ પાખરા, ખાવી પતશાહા બદાણા;
આઠ લાખ ઊચાસ, ચલે મેહેગલ મેહેમતી,
સહસ્ત્ર મણુ સબ તેલ, જલે નત દીવે બત્તી;
દાતા એશા દનીઆણુમા, ક્રોડ દાન નિત પ્રત કરે;
મકવાણુ રાણુ માહા જલી, એમ પ્રથીપટ ઊપરે; ૫

પ્રથીપતના આલણસી. આલણસીના ઊગંમસી. ઊગમસીનો વેહેરી. વેહેરીનો વેહેરીસાલ. વેરીમાલનો વ્યેહોઆસ. એણે ગઢ કેરંટી રાજ કર્યું. તે વ્યેહોઆસને પેટે કેશર મકવાણો થઆ.

ગઢ કગીમા જે દહાડે વ્યેહોઆમ મકવાણો મરણસજાએ પોઢયા ત્યારે જીવ ગતે જાયે નહીં ત્યારે કેશર મકવાણે પૂછ્યુ જે પિતા! તમારો જીવ કેમ મોક્ષ જતો નથી? ત્યારે વ્યાસ મકવાણો બોલ્યા જે ગોટથી નગર તો સામર્થિ છે તેમા હમીર સુમરા રાજ કરે છે તેના દૂધમલીઆ વછેરા સવાસો લાવીને મારા તેઓને દાહાડે ભાટચારણને આપે તો મારો જીવ ગતે જાએ ત્યારે પોતાના ભાઈ ભતરીજા પાસે માગ્યે એહ'તા તેમાનો એ જણ ગો યો નહીં ત્યારે કેશર મકવાણો અગીઆર વરસની ઊમરનો હતા તેણે પોતાના પિતાને હાથે જળ વાલ્યુ જાઓ પિતા! તમારો જીવ મોક્ષ પમાડો તેઓને દાહાડે વછેરા સવાસો મારે લાવીને ભાટચારણને આપવા વ્યેહોઆસ મકવાણો દેવલોક પામ્યા'

પછી બાર દિન વીત્યા તેરમો દિન આવ્યો ત્યારે કેશર મકવાણે શોક મૂકીને પોતાના ભાઈઓને કહ્યુ જે મારી સંઘાતે ગઢ પ્રેકાટ આવો ત્યારે સગવ ભાઈએ એવુ કહ્યુ જે મના પ્રાનર ભાઈએ સંઘાતે આવે નહી ત્યારે કેસર મકવાણાના હાથમા સવામણ લાગની સાગ રેહેતી હીચણથી નીમના હાથ રહેતા એવો અજાનબાહુ અતલિ બળ હતો સાડાત્રણ ટાંકની કમાન હાથમા રહેતી સવાસવા મણનો બલ હતો ત્યારે કેશર મકવાણો ગરાધો ઉપર ચઢીને ચાલ્યો

કવિત્ત

બીજા વોઝ ચાપગા, વોઝાહુ ચાગીશ
સીમા નર સઝે હથા કેમર પગ ધીસ ૧
તરકસથી તીર કહેઓ કર ગ્રહી ગાન કમાન
દોસુદા ભર વકી વેધી અરને બાણ ૨

ત્યારે કેસર મકવાણો નગર સામૈએ જઈને હમીર સુમરાના દૂધમલીઆ વછેરા સવાસો કરગીએ લઈ આવ્યો, ને ભાટ ચારણને આપ્યા

પછી કેશર મકવાણે પોતાના ગોરને બોલાવીને પોતાની જનમોતરી મગાવી, ને જોવરાવ્યું. ત્યારે મોત ઢુંકડું આવ્યાનું તેણે કહ્યું. ત્યારે કેશર મકવાણે કહ્યું જે ઘરને ખૂણે મરીએ તો કોઈ જાણે નહીં, પણ કોઇ મામલે કજીઓ કરીને મરીએ તો મારૂં નામ રેહે. એવું જાણીને નગર સાંમઇએ હમીર સુમરાની સાતસેં સાંઢો એની નદીમાં ચરતી હતી, તે કેશર મકવાણો ગઢ કેરંટીએ લાવ્યો. તે લાવીને ભાટ-ચારણને દાન આપ્યાં. તોએ નગર સામઇએથી હમીર સુંમરાની ફોજ ચઢી નહીં. ત્યારે કેશર મકવાણો ત્રીજે બાહારવટે નગર સામઇએ ગયો. ત્યારે દશેરાનો દિન, મહીનો મોહોરમ હતો; ને હમીર સુમરાની દીકરીઓ તથા વહુઓ, તેના રથ આવીને બાગમા ઊતર્યા હતાં ને રમતા હતાં. બાગમાં ત્યાંહા કેશર મકવાણે આવીને રથ બાધા હંકાવીને લીધા. જાતે સુમરો કેહેવાએ, તેહેની વહુદીકરીઓ તે સવાસો સુમરીઓના રથ ઝડીને કેરંટીએ લાવ્યો. ત્યારે હમીર સુમરે પોતાના વજીરાને કેરંટીએ મોકલ્યા. તેણે આવીને કેશર મકવાણાને કહ્યું જે એ તો હમીર સુમરાની વહુદીકરીઓ છે તે જે રીતે લાવ્યા તે રીતે સાસર-વાસો કરીને નગર સામઇએ મોકલો. એવું વજીરે કહ્યું તારે કેશર મકવાણો બોલ્યો જે એ તો મોકલ્યાનો માલ નથી. એ તો અમારા ઘરની સ્રીયો રાણી છે. એવું સાભળીને વજીર હમીર સુમરાના નગર સામઈએ ગયા.

પછી કેરંટીમા કેશર મકવાણે પોતાના ભાઇઓને બોલાવીને અકેકી સુમરી વેહેચી આપી ને ચાર સુમરીઓ કેશર મકવાણે પોતાની મોહોલાતમા રાણી કરીને રાખી. બીજી રાણીઓ કેશર મકવાણાના ઘરમાં ઘણી હતી

આમ કેશર મકવાણાને કજીઓ કરતા વરસ દશબાર ગયા. ત્યારે કેશર મકવાણાને દીકરા ૧૮ હતા. પોતાના ભાઇઓના થઈને દીકરા અઢાર હતા. તેમા દીકરા ૯ કેશર મકવાણાના હતા. ચાર સુમરીઓ રાખી તેમાં એક ચારણની દીકરી રાખવામા આવી હતી.

ત્યારે નગર મામઈએથી હમીર સુમરે કહાવીને મોકલ્યું જે કેરંટી તો મારા પાટમાં છે, ને મારી ફોજ આવીને માથ શું. ત્યારે કેશર મકવાણે કહાવી મોકલ્યું જે હું હજાર વીવામાં લીવા જવ વવર્યું તે તારી ફોજને ખવગાવવા આવો. એવું જ્યારે કહ્યું ત્યારે હમીર સુમરાની ફોજ ગઢ કેરંટીએ આવી. ને કજીઓ કર્યો. ત્યારે કેટલાક રજપૂત ગઢ કેરંટીએ કામ આવ્યા. અને નવ દીકરા કેશર મકવાણાના કામ આવ્યા. કેશરના ભાઈભત્રીજા બધા ઝમેરમા કામ આવ્યા અને તેની નવ શાખો પડી.

કવિત્ત

મકવાણુ ગણુમ[1], ઓઢો બાબક્ષ[2] બગદાલા,
લગનવંત લુણુંગ,[3] ભવા બનોઅચ[4] ભાર્ડ;
ખતરવટ રાખણુ ખોડ,[5] જેક માગ[6] કર જાણુ;
સીહોડ[7] નેહાપેવ[8], જેક ઝલનાણુ[9] વખાણું,
નવ શાખ નવ ખંડમા, મકવાણુ સ્વામી મણિ;
એટલી સાખ વિજાવતા, તવક સાખ ઝાલા તણી, ૧

## પ્રકરણ ૨૫ મું

### હરપાલ મકવાણો

કેરંટીએ કેશર મકવાણો કામ આવ્યા પછી તેનો દીકરો હરપાલ મકવાણો. કેશર ને મવાસો સુંમરીઓ જુંપ ખાકીને બળી મુઆ. ગઢ કેરંટી ભાગ્યો. ત્યારે કેશરનો દીકરો હરપાલ મકવાણો તે પાટણ આવ્યા. તે પાટણમા ઘેલડો કરણ વાઘેલો રાજ કરતો. તેના રાજમા હરપાલ મકવાણો આવ્યા. ને હરપાલના હાથમા મરાભણ લોઢાની આગ રેહેતી હતી. તે ઘેલડો કરણ વાઘેલો ને હરપાલ મકવાણો જે

મસીઆઈ ભાઇ થતા. તે હરપાલ મકવાણાને ઘેલડે કરણે માન આદરભાવ દઇને રાખ્યા.

ત્યાહારે ઘેલડા કરણ વાઘેલાને સાત રાણીઓ હતી. તે ઘેલડો કરણ સીનેરશેહેની ગાદી પાટણ હતી, ત્યાહારે ઘેલડા કરણની માનીતી રાણી નામ તો ફુલાદે. તેહનું પીઅર આંઝમેર તલાદે હતું. તે રાણીએ રાજાને વશ કરવા પોતાનો બ્રામણ તલાદે મોકલ્યો. ત્યાહાંથી તેલ મંત્રીને વશીકરણ કરીને તુંબડી ભરીને બ્રામણના હાથમા આપી, તે બ્રામણ લઇને નીકલ્યો. તે નગર છત્રાવતી આવ્યો. ત્યાહારે છત્રાલનો છોઓ કેહેવાતો, તે પાસે એક વાવ છે ત્યાંહાં એક ગંભીર વડ છે ને વડે બાબરો ભૂત રેહેતો. તે વડની ડાલે તેલની તુંબડી વળગાડીને બ્રામણ સુતો. એવામા બાબરો ભૂત આવ્યો. તુમડી તેલની વાવ઼ટોળે પડી ગઈ. તે ફૂટી ગઈ. તે તેલ ડાળ ઊપર હલ્યું. ત્યાહારે બાબરા ભૂતની નજરે પાટણ આવ્યુ. ત્યાહારે બાબરો ભૂત ઘેલડા કરણ વાઘેલાનું રૂપ ધરીને રાણીની પાસે રહે રાજા વાઘેલાને બાંધીને ઘોડીઆટે વળગાડીને ચાર પોહોર રાત વીતે રાત પાછલી ઘડી ચ્યાર રહે ત્યા સુધી બાબરો ભૂત રહે. પછી છત્રાવતી નગરીએ જાય. એવું હમ્મેશ જાય ને આવે.

એમ કરતા દિન દશપાચ ગયા. ત્યાહારે ઘેહેલડા કરણના મોહોની કળા પડવા માંડી. હરપાલદે મકવાણે પૂછ્યુ ઘેલડા કરણ વાઘેલાને જે તમારા મોહોની કળા કેમ ઘટે છે ? ત્યાહારે ઘેલડે કરણ વાઘેલે કહ્યુ જે માહારા મોહોલની ચોકી કરો. ત્યારે હરપાલ મકવાણો ચોકીએ બેઠો. મધરાતને સમે બાબરો ભૂત આવ્યો. હરપાલ મકવાણે હોકારો કરીને બાબરાને જઇને બાધ્યો. ને બે જણે વઢવા માંડ્યું. વઢતા વઢતા રાત પાછલી પોહોર રહી, ત્યારે બાબરાની ચોટલી હરપાલના હાથમા આવી. ત્યારે બાબરો બોલ્યો જે "હે હરપાલ મકવાણા મારે! પાટણની પોળે હવે આવવું નહી." ત્યાહારે હરપાલ મકવાણે વેણ માગ્યું. તે બાબરે વેણ આપ્યું. ત્યારે બાબરાને

હરપાલ મકવાણે કહ્યુ જે માહારે ભીડ પડે ત્યાહારે દ સંભારૂ ત્યારે મારા મોહો આગળ આવી ઊભા રેહેવું. એવું વેણ આપીને બાબરો ગયો.

પછી પાછલી ચાર ઘડી રાત રહી ત્યાહારે હરપાલ મકવાણાને ભૂખ લાગી. તે વેળા તેણે વિચાર્યું જે અત્યારે આહા આપણને કોણ ખાવા આપે ? એવું જાણીને રબાનીવાડે જઇને ખાજરૂ લેઇને વધેર્યો અને મસાણુ ભોમમા આવ્યા. આવીને ખત્રીનો ધરમ કર્યો. ત્યાહારે મસાણુની રખવાલ શક્તિએ આવીને મોહો આગળ હાથ કાઢયો ત્યારે હરપાલ મકવાણે ખાજરૂ બેએ શક્તિને આપવા માડયા, તોહે શક્તિ ધરાણી નહી. ત્યાહારે પોતાનો ખંજર કાઢીને પોતાના પગની પિંડીઆ કાપીને માહી મસાલો ભરીને શક્તિને આપી. ત્યારે શક્તિ તુષ્ટમાન થઇને કહે જે "માગો માગો મકવાણા ' જે માગો તે આપુ." ત્યાહારે મકવાણે વચન માગ્યુ તે શક્તિએ આપ્યું. ત્યાહારે મકવાણે એવુ કહીઊં જે માહારી મેડીએ રાણી થઇને આવો તારે શક્તિ બોલી જે તમો માનવી ને અમો દેવતા તાહારે હરપાલ મકવાણે કહ્યુ જે મને દેવતા જાણો તો મેડીએ રેહેજો, ને માનવી જાણો તો રેહેશો નહી. એવુ વેણુ હરપાલે શક્તિને આપ્યુ. ત્યારે શક્તિ આવીને મેડીએ બેઠી.

ત્યાહારે પરભાતને પોહોર ઘેલડે કરણ વાઘેલે કચેરી કરી. હરપાલ મકવાણાને તેડવા મોકલ્યા. તે હરપાલ મકવાણો ઘેલડા કરણની કચેરીમા આવીને ઊભા રહ્યા ત્યાહારે ઘેલડે કરણે કહ્યુ જે "માગો હરપાલ મકવાણા'" ત્યાહારે મકવાણે કહ્યુ જે "એક રાતમા "જેટલે ગામ તોરણ બાધીએ તેટલા ગામ આપો" હરપાલ મકવાણે એવું ઘેલડા કરણ પાસે લખુ કરાવ્યુ. એ કરાવીને પોતાની મેડીએ આવ્યા. ત્યાહારે શક્તિએ પૂછ્યુ જે કાંઇ મકવાણા તમને ઘેલડે કરણે કેવું વેણ આપ્યું. ત્યાહારે હરપાલ મકવાણો કહે જે "જેટલે ગામ તોરણ બાધીએ તેટલા ગામ આપણને આપે" ત્યારે શક્તિએ જાણ્યું

જે દેવતામાનરીતું પારખું હવે પડશે. શક્તિએ એવો દગો જાણ્યો. મકવાણાને કહ્યું જે "તમે ગાગર બેડીઆં મૂકશો કે તોરણ બાંધશો?" ત્યારે મકવાણે કહ્યું જે "જાઓ શકિન તમો તોરણ બાંધો, અમે ગાગર બેડીઆ મૂકશું." એટલે પોહોર રાત જવા દેઇને શક્તિ નીકળ્યાં તે પાટડીએ આવ્યા ને પાટડી પછવાડે છસેં ગામે તોરણ બાધ્યાં.

ત્યારે હરપાલ મકવાણે બાબરા ભૂતનું સ્મરણ કર્યું. તે સવા લાખ ભૂતાવળને લઇને આવી મો આગળ ઊભો રહ્યો જે. "ખાવંદ! જેવો હુકમ આપો એવે હુકમે ચાલુ." ત્યારે હરપાલ મકવાણે કહ્યું જે: "શકિન તોરણ બાંધે તે આગમચ ગાગરબેડીઉં મૂકો."

એવો હુકમ લઇને બાબરો ચાલ્યો. અને ગાગર બેડીઆં મૂકવા માંડયા. શકિનએ ત્રેવીસેં ગામે તોરણ બાંધ્યા ને બાબરે ગાગર બેડીઆ મૂકયા. પાછલી ચાર ઘડી રાતે પાટણ આવ્યા ત્યારે શક્તિએ જાણ્યું જે "મકવાણે મારા મોહોર ગાગરબેડીઆ મૂકયા તેથી તે ખરા દેવતા." એવું જાણીને તેણે હરપાલ સાથે ગૃહસ્થધર્મ કર્યો.

કવિત્ત

ગામ મશાલી તણે, બરદ રાવલ બોલાઓ;
અંગ થકી ઓદીચ, તેણે મંગલ વરતાઓ;
પોહો પાટણ પરણીઓ, જગત કોના તન જાણી,
હુઓ દેવ હરપાલ, રીઝ શકત ઘેર કીધી રાણી;
સંસાર વાત રાખી સહી, અમરવેલ ઊતપત કરી;
સેઢો માગ, શેખરો, બાઈ ઊમાદે દીકરી.

શક્તિને પેટ ચાર છોરૂ થયા. રાજા ઘેલદે કરણ વાઘેલે મકવાણાને બોલાવીને પૂછયું જે: "તમે કીએકીએ કેટલે ગામે તોરણ બાધ્યા." ત્યારે હરપાલ મકવાણે કહ્યું: "જે સાંઢીઆ ઊપર મેહેતાને બેસારીને તલાસ કરાવો, જે ગામ ગાગર બેડીઉં તોરણ દેખો તે

ગામ લખજો ' એવા ગામ ત્રેવીસે કાગળે ચડ્યા તે લેખ લાવીને ઘેનડા કરણ વાઘેલાને કહ્યા ત્યારે ઘેનડા કરણ વાઘેલે કહ્યુ જે "આપણે તો તમને જેટલે ગામ તોરણ બાધ્યા તેટલા ગામ આપ્યા '

પછી અપો ૌવખત ઘેનડો ક પુવ ઘેતો પોતાની મોહોલાતમા જમવા બ ઠ'તા ત્યારે પોતાની રાણીએ રાજાને મોઢે તેજ દીઠુ નહી ત્યારે રાણીએ પૂછ્યુ જે "તમારા મોહો ઉપર તેજ કેમ નથી?" ત્યારે ઘેનડો ઉત્તર વાળેતો જે "આપણા ગામ તેવીશે તે હરપાળ મકવાણે લીધા ત્યારે રાણીએ કહ્યુ જે ' મે હરપાળ મકવાણાને ભાઈ કહીને મોકલ્યો છે ' તે રથ જોડીને હરપાળ મકવાણા પાસે આવીને ઊભા રહ્યા ત્યારે હરપાળે કહ્યુ જે "કહો બેન શા કામે આ યા ?" ત્યારે રાણીએ કહ્યું જે ભાઇ મને આજ કાઈ કાપ આપો ' ત્યારે હરપાળ મકવાણે ૧૫ ગામ ગામ પ ચ આપ્યા તે પાને ભાલ કહેવ ય છે

ત્યારે શક્તિના કુ વર મેડી હેઠે રમતા હતા તેવામા ઘેનડા કરણના ઘમનીઆ વછેરા છુટયા એ ન નશક્તિએ જાણ્યુ જે કુવરને વગાડશે. એવુ ન ણીને મ નમે માળથી શક્તિએ હાથ વધારીને એક કુવરને ઝ લ્યો બે ઝાન કનલો બીજાને હાથી મારી તેતો ટાપરીઓ ચારણ ઝાનાના વ્હદી થયો

કવિત્ત

તુ સૂણ ઓ સામત ' હ્યત અમ ભાગા ડોર
તુ સૂણ ઓ સામત ' અડપ લીધા ચોર
તુ સૂણ ઓ સામત ' ૩ ર શક્તિ ઘેર કીવી [illegible],
તુ સૂણ ઓ સમત ' અગર મેડિ ઘેર આ ણી
ર પાત વડો જમગ હયો દન દન અધ ' વાખીએ
તુઆરો તોન મર તપા અન સામત એને અખીઓ ૧
પાર ૌએ તોરીપાટ મેડિ ન કીયો મકવ ણે
ગાલી ગોખ ગ્હત, ગત અ મમ્ન ન જાએ

ગણા તણા ગજરાજ, ચેહ છુટા મદમતા,
દૂર પથ દેખીઓ, રાજેન્દ્ર પુત્ર ગમતા,
શેદો, માણ શેખરો, સામે કર ઝાલી નીઆ,
આપ શક્તિ આપરા, કુવર સાખ ઝાના કીઆ ૨

તેના પાટવી ભાઇએ જઇને પાટડીએ તોરણ બાધ્યુ ત્યાથી જઇને હળવદને ટીંએ બેઠા, અને તે ઝાનાવાડ કેહેવાય છે

---

## પ્રકરણ ૨૬ મું

---

### વાઘેલા વરહો અને જેતા

જ્યારે વાઘેલાનુ રાજ પાદશાહે છીનવી લીધુ, ત્યારે વાઘેના વંશમા વરહોજી તથા જેતોજી બે ભાઇ થયા તે બહારવટે નિસર્યા તે પાટણની પડખે વનમા ભીનડીગઢ તથા સરધાર એવા ગામ છે ત્યા રહ્યા તેમા વરહાજીનુ કુટુબ ભીનડીએ રહ્યુ તેથી તેના વંશના આજ ભીનડીઆ કહેવાય છે અને જેતાજીનુ કુટુબ સરધાર રહ્યુ તેથી તેના વંશના આજ સરધારા કહેવાય છે ત્યા માયડી છોકરાં રાખીને એ બે ભાઈ અમદાવાદ બહારવટે આવતા હતા તેના ભેળા ૧૫૦ સ્વાર હતા તે માર્ઈ વખત રાત્રીમા તથા કાઈ વખત દહાડે આવીને અમદાવાદના ગામડા લૂટી જતા, તથા માઇ સામે બાન ઝાની જતા તેને પકડવાની મહેનત પાદશાહ સુલતાન અહમદશાહ ઘણી જહેમત કરતા હતા, પણ તે બે ભાઇ હાથ આવતા નહીં પણ પછી ખર ચીના ટોટાથી દુઃખ પામીને એમની આથે સ્વાર થોડા રહ્યા

પછી એક વખત ગામ નારાયણ કરીના રસ્તામા અમદાવાદથી જતા છે,ત્યા સાતજ પાસે ગૌર છે તે ગામના તળાવમા રાતની વખત એ બે ભાઈ સ્વાર એક વખત આવ્યા હતા, તે નારાયણ ગામના

રજપૂત ભડારી જાતે, નામે અખો હતો તે પરોઢીયે ખાતરનું ગાડું ભરીને ખેતરમા લઈ જતો હતો એવામા એ વરહા જેતાનો આદમી એક પોટલીએ જતો હતો, તે વખતે એ અખા ભડારીનું ગાડુ કણબી હાંકતો હતો, તેણે કહ્યુ જે "ભાઈ તનાનમા બાદશાહવટીઆ આવ્યા હોય, એવુ ભાસે છે, તે માટે આપણે ઉતાવળા ચાલીએ તો ઠીક" ત્યારે અખે કહ્યુ જે, "માગ જેવો રજપૂત તેની પાસે કોઈ નહીં હોય, નહીં તો ત્રીજે દાહાડે ગરામ પાછો વાળે" તે વાત એ પોટલીએ જનારે સાભળી તે મગવે. એ વરહા જેતાને સભળાવી ત્યાર તેણે કહ્યુ જે એ રજપૂતને વિનતી કરીને અહીં સુધી બોલાવો પછી તે અખા ભડારીને ત્યા બોલાવીને વરહા જેતાએ પૂછ્યુ જે, "તમે શુ બોલ્યા?" ત્યારે અખ ભડારીએ વિચાર્યું કે મે તો હસતા કહ્યુ હતુ, પણ આ તો સાચુ થયુ પછી કહ્યુ જે "હા, ઠાકોર! માગ જેવો રજપૂત તમારી પાસે હોય તો ત્રણ દિવસમા ગરામ તમારો વાળી આપે" પછી એ વરહા જેતાએ કહ્યુ જે, 'આ અમારો ઘોડો રા ૧૦૦૦ નો છે, તે તમને ચડવા સારૂ આપીએ, તથા બીજુ પણ તમને અમોને જે કહેશો તે આપીશુ' એમ કહીને એ અખા ભડારીને સાથે લઇને ચાલ્યા, અને અમદાવાદ આવ્યા

અમદાવાદના પાદશાહની હજુરમા તથા બીજા પટાવતો મુસલમાનોની બેગમો ઉમ્મેરા શુકરવારે રથ ૫૦૦ મળીને જાય, તે ભેગી બીજી ફોજ પણ ઘણી જાય તે ફોજ સઘળે તે મકરબા ના ટોડા છે, ત્યા છેટે ઉભી રહે અને ફક્ત ઓરતોએ તે મકરબા મા જાય તે વખતે અખ ભડારીએ તે બે ભાઇને કહ્યુ જે, "આ ઓરતોને પકડી ગયા વિના તમારો ગરામ વળશે નહી" પછી તે રથ આઢર ગયા તે વખત એ સ્વાર રથને ઘેરીને ઉભા રહ્યા એટલે ઓરતોએ પૂછ્યુ, જે "તમે કોણ છો?" ત્યારે એ રજપૂતોએ કહ્યુ જે, "અમે વરહો જેતો બે ભાઇ છીએ અને અમારો ગરામ ગયો છે, તે વાસ્તે અમારે તો હવે મરવાનો વિચાર છે વાસ્તે આ રથ હાકી જાહશુ"

પછી હુરમોએ કહ્યું જે "તમે અમારી હુરમત લેશો, તો અમારે મરવું પડશે, માટે હવે શહેરમાં જઇને તમારો ગરાસ તુરત અપાવીશું." તે વાતના સોગન પાકા કર્યા, એટલે એ સ્વાર દૂર રહ્યા. પછી બીજા ફોજવાળાઓને માલમ થઇ, એટલે તે સ્વારો સાથે લડવા આવ્યા. તે વખત હુરમોએ કહ્યું જે એ સ્વારોને તમારે કંઈ હરકત કરવી નહી. પછી તે ફોજવાળા કંઈ બોલ્યા નહીં.

પછી શહેરમા એ હુરમો આવી, ને રાત્રીએ મહેલમા દીવાબત્તી કરી નહીં, તથા રીસાઇને બેઠી તે વાત સર્વે પાદશાહના પણ જાણવામાં આવી હતી. પછી પાદશાહે મોહોલમાં આવીને હુરમોને પૂછ્યું જે "તમારે શી હકીકત થઇ?" પછી તે હુરમોએ સરવે વાત કહી, અને કહ્યું જે "અમે આવા સોગન કર્યા છે તે વાસ્તે એ ભાઇને બોલાવીને ગરાસ આપવો જોઇએ. અમારા રથ હાકી ગયા હોત તો પાદશાહની આબરૂ શી રહેત? પછી પાદશાહે સારી રીતે આબરૂથી એ બે ભાઇને અમદાવાદમા બોલાવીને શીરપાવ કર્યો.

જ્યારે મકરબેથી સ્વાર ગયા હતા તે વખત હુરમોએ તેમને કહ્યું હતુ જે "પાલડીની સીમમા ઘોડી કૂવો છે ત્યા રહેજો. સહવારમા મોહોલ અંદર બોલાવીશુ." પછી પાદશાહે સહવારમા પોતાના વજીર માણેકચંદ મોતીચંદ વાણિયા હતા, તેને બાધણી કરીને મોકલ્યા. તે વજીર ઘોડીકૂવે જઇને માળીને મળીને એ વરહા જેતાને બોલાવ્યા અને કહ્યુ જે પાદશાહ તમને બોલાવે છે.

ત્યારે વરહા જેતાએ કહ્યુ કે અમને પકડીને બંદીખાને નાખે, ત્યારે અમે શુ કરીએ? ત્યારે વજીરે કહ્યું કે અમે તે વાતના જામીન છીએ. પછી એ વાતના સોગન કરી અમદાવાદમા તેમને તેડી લાવ્યા. તે સાંજની વખત કાઇંક દિવસ છતા શહેરમા પેઠા. તે વખતે બહરીઓ ઝાડે ફરવા બેરી હતી, તે જોઇને વરહા જેતાએ વજીરને પૂછ્યુ જે આ બહરીઓ જાતે કોણ હશે? ત્યારે વજીરે કહ્યું જે એ જાતે

વાણીયા તથા બ્રાહ્મણ હતે. એટલે વગ્હે જેતે પૂછ્યુ જે ત્યારે તમારી શી જાત છે? એટલે કહ્યુ કે અમે વાણીયા છીએ એટલે વગ્હે જેતાને કહ્યુ જે "જેની બાયડીઓ ઘોડે હ્દારે આ રીતે ઉધીઓ બેસે છે તેનોજ ફરજન આ વગ્ગ છે માટે આપણુને મદીખાને નાખશે, તો આને શી લાજ આવશે અને એ શુ કરશે? માટે અહીઆથી જ પાછા વળીએ તો ઠીક" પછી કહ્યુ જે "તમારી બાહધરીનો વિશ્વાસ અમને આવતો નથી આમ કહીને પાછા તેઓ ઘોડીઉવે ગયા

પછી એ વજીરે જઇને પાદશાહને કહ્યુ કે "સાહેબ! એ તો આવતા હતા પણ અધવચથી પાછા વળી ગયા," ત્યારે પાદશાહે ખબર કઢાવી જે પાછા કેમ વળી ગયા ત્યારે વગ્હે જેતે કહ્યુ જે, "એવી બાહધરીથી અમે આવીશુ નહી" પછી પાદશાહે પોતાના અમીરઉમરાવ એવાને બાહધરીમા આપ્યા. એટલે તે બે સ્વાર શહેરમા આ યા

પછી આવતી વખત સાજનો સમય હતો તે વખત કાંઈ ગ્ગને આડકો હશે ત્યા આવ્યા તે વખત કોઈ પરાણુની બાયડી મોઢા આડી કપડાની જાળી ગખીને આવતી હતી તેણે આ સ્વારોને દેખીને લાજથી સતાવાનો વિચાર કર્યો પણ એટલામા સતાવાની જગ્યા મળી નહી ત્યારે બાઇએ વિચાર્યુ જે હુ સ્વાણુ મોગલની બેટી છુ અને મને મર્દ નજરે દેખે એ વાત ઠીક નહી પછી એટલામા કુવો હશે તેમા પડતુ મેલ્યુ તેનો ધબકારા સાભળીને માણસ ભેગુ થયુ તથા એ સ્વારો પણ ઉભા રહ્યા અને એ બાઇને કુવામાથી કાઢીને ઓળખી ત્યારે માલમ થયુ જે આ તો કુવાણાની ઓરત છે તે આ સ્વારોને આવતા દેખીને પોતાનુ મોઢુ દેખાડવુ નહી એવી લાજથી નાસી જવાની જગ્યા મળી નહી એટલે કુવામા પડતુ મેલ્યુ એવી વાત સાભળીને વગ્હા જેતાને વિશ્વાસ આવ્યો જે આવી લાજ વાળી જેની જાત છે તેના ફરજન આ મોગલ આપણુને પાદશાહ મારશે તોપણ આપણને જરા ઇજા આવવા દેશે નહી

પછી પાદશાહની કચેરીમાં આવ્યા. તે વખત પાદશાહે એ વરહા જેતાના જૂનાં ખરાબ લુગડા ઉતરાવીને નવો પોશાક શિરપાવ આપ્યો. તે વખતે એમના જૂનાં લુગડાંમાંથી નવટાંક જુઓ નિકળી. એવાં દુઃખ એ બે ભાઇઓએ જંગલમાં રહીને ભોગવ્યાં હતા.

પછી તે બે ભાઇએ વિચાર કર્યો જે આપણા ઉપર પાદશાહ શી રીતે ખુશી થાય? એમ વિચારીને પોતાની બેન નામે લાલા હતી તે પાદશાહને આપી. પાદશાહે તે બે ભાઇઓને કલોલ પછવાડે ૫૦૦ ગામ આપ્યાં અને પાદશાહે પૂછયુ જે "આ ગગાસની વહેંચણ તમે બે ભાઇ શી રીતે કરશો?" એટલે વરહે અને જેતે કહ્યું જે "મોટા ભાઇને ઝાઝા ગામ રહેશે અને નાના ભાઇને થોડા રહેશે." ત્યારે પાદશાહે કહ્યું જે "એનુ શુ કારણુ? જોરાઈપણુ છે?" પછી પાદશાહે કહ્યું જે "તમે બે ભાઇઓએ સરખાજ દુઃખ વેઠયા છે તે વાસ્તે બરોબર ભાગે વહેચી લેવા."

પછી કલોલ પછવાડે ગામ ૨૫૦ તે ભાગ મોટા ભાઈ વરહાને આપ્યો. તેના વંશના આજ પાટવી રાજા લેઓદાએ છે અને તેના ફટાયા પેથાપર તથા પેંડારડે છે. તેના પછવાડે ગામ ૧૨ ૧૨ છે. બીજાં દાલીઆટ હેઠે ગયા. તથા સાણંદ પછવાડે ગામ ૨૫૦ તે નાના ભાઈ જેતાને આવ્યા' તેમા નાનામોટા ભાઇનો વિચાર એટલો રાખ્યો કે નાના ભાઇએ ખારોપાટ લીધો અને મોટા ભાઇને મીઠો પાટ આપ્યો. પણ જને દાહાડે નાના ભાઈની જમીનમા ઘઉં ઘણા નીપજવા માડયા, અને મોટા ભાઈની જમીનમા મીઠું પણ પાકયુ નહીં.

એક વખત બીઓલ વાસે ૩૫૦ ગામ છે. ત્યાનો ઠાકોર ગામના નામથી બીઓલા કહેવાય છે. તે સામતસગ તે અમદાવાદમા પાદશાહના મોહોલ નીચે ચાલ્યા જતા હતા અને ઉનાળાની વખત હતી તેથી ઘણા તાપથી માથે લુગડું ઓઢીને જતા હતા. કેમકે

તે વખતે છત્રીઓ નતી નટી અને બારે સુખી હોય તો અમરાગીરીઓ રાખતા હતા તે વખતે વરહો જેતો પાદશાહના ગોખમા બેઠા હતા તેને મશ્કરીના વચન કહ્યા, જે "આ માથાદકા કોણ જાય છે?" તે સાંભળીને સામતસધજીએ કહ્યુ જે "અમે માથાદકા શેના? જેની બહેન તથા દીકરી તુરકાણે દીધી હોય તે માથાદકા કહેવાય." તે વાત સાંભળીને વરહા જેતાને ઘણો ગુસ્સો ચડ્યો અને વિચાર્યુ જે એની દીકરીઓ તુરકાણે અપાણીએ, અને આપણા બગેર એમને કરીએ તો આપણુ નામ વરહો જેતો ખરૂ, નહી તો આપણા જીવતરને ધિક્કાર છે

પછી એ સામતસધજી પોતાને ઉતારે ગયા, અને એ વરહો જેતાએ પાદશાહને વાત કરી, જે "સાહેબ' આ સામતસધ બીજોલ અમને લાજના વચન કહ્યા તે વખતે તે સામતસધને દીકરી ૧ વરસ ૧૪ ની છે તે મદારૂપવાળી પાદશાહ સાહેબને લાયક છે તે વાસ્તે આપ સાહેબની એ સાથે શાદી થાય તો અમારી લાજ ઉતરે."

પછી પાદશાહે પોતાના મુગલોને કહ્યુ જે, "જે વખત એ સામતસધ કચેરીમા આવે તે વખત તમે તેની દીકરીનુ માગણુ અમારા વાસ્તે કરજો" એટલે મુગલોએ કહ્યુ જે "સામતસધ મેવાસનો રહેનારો છે તે અમારૂ કહ્યુ એમ તુરત માનશે નહી અને અમારાથી એવુ એને કહેવાશે નહી જ્યારે સામતસધ આવે ત્યારે એ વાત યાદ કરજો, એટલે અમે કહીશુ

પછી કોઇ વખત સામતસધજી કચેરીમા આવ્યા ત્યારે મુગલોએ તે વાત યાદ કરી આપી એટલે પાદશાહે કહ્યુ જે "સામતસધજી' તમારે કયા ફરજન્દ હે?" ત્યારે સામતસધજીએ કહ્યુ જે, "સાહેબ' અમારે બેટા ૧ તથા બેટી ૧ છે" ત્યારે પાદશાહે કહ્યુ જે, "એ બેટી કીતને બરસકી હે" ત્યારે સામતસધજીએ કહ્યુ જે "સાહેબ' બેટી ૭ વરસની છે" ત્યારે પાદશાહે કહ્યુ જે "તુમ રજપૂત લોક બેટીકુ મોત બડી કરકે

લાયક માદી કરતે હો!" ત્યારે સામંતમંધજીએ કહ્યું જે "સાહેબ! અમારે દીકરીના લગ્ન કરતા ૨૦૦૦ રૂપિયા અથવા ૩૦૦૦ રૂપિયાનું ખરચ થાય, માટે તે રૂપયા તુરત કયાથી કાઢીએ? તથા ન્હાનપણમાથી પરણાવીએ અને પછી તુરત મરી જાય તો એટલા રૂપિયા ફોગટ જાય, એટલા સારૂ મોટી કરીને પરણાવીએ છીએ." ત્યારે પાદશાહે કહ્યુ જે "અચ્છા સામતમંધ! તુમારી બેટીકી સાદી પાદશાહકી ગાદીસે કરો." ત્યારે સામતસંઘ કહે જે, "ઠીક કહો છો, સાહેબ! અમે પણ જાણીએ છીએ કે ઘણા હિન્દુ રાજાની દીકરીઓ પાદશાહના દરબારમા છે આ કચ્છના રાહોરની દીકરી તથા ધ્રાંગના રાજાની તથા જોધપુરના રાજાની દીકરીઓ પાદશાહને ઘેર છે તે વાસ્તે આપણી દીકરી પણ એક હોય તો સારૂ એમ અમે જાણીએ છીએ. પણ આ અમારી દીકરી તો હજી નાની છે તથા રૂપે રંગે પાદશાહ લાયક એ દીકરી નથી અમારા ભાઈભત્રિજામા એવી કન્યા પાદશાહ લાયક હશે તો સગપણ કરીશું." ત્યારે પાદશાહે કહ્યું જે, "અચ્છા! જેસી હોય એસી તુમારી બેટીકી સાદી કરો." પછી સામતસંઘજીએ ઘણુ ઘણું કહ્યુ જે "અમારી દીકરી મોટી થવા દો, પછી સાદી કરીશુ" પણ પાદશાહે ઘણો આગ્રહ કરી હા કહેવરાવી.

પછી સામતસંધ ઉઠીને ઉતારે ગયા એટલે પાદશાહે વગેરા જેતાને કહ્યુ જે "તમે કહેતા હતા કે સામતસંધ સાદીની હા કહેશે નહીં, પણ જુઓ હા કહેવરાવી ખરી" એટલે વગેરે જેતે કહ્યુ જે "હા તો કહી, પણ રાજવટામા વસત ચડાવવાનો ચાલ છે તે માટે કાંઈ કપડા તથા દાગીના વસતમા આપો તે લઈ જાય, ત્યારે વાત ખરી."

પછી એક દિવસ સામતસંધજી કચેરીમા આવ્યા ત્યારે પાદશાહે કહ્યુ જે "સામતસંધ! તુમારી બેટીકે વાસ્તે વસત લે જાઓ." ત્યારે સામતસંગ કહે "હા સાહેબ! અમે અમારે ગામ જાશું ત્યારે વસંત લઇ જઈશું." ત્યારે પાદશાહ કહે "ના અભીને અભી વસત તુમારા મુકામ પર લે જાઓ"

પછી વમત લીધુ પછી પાદશાહે કહ્યુ જે "કેમો વરહા જેતા! તુમ કહેતા થા જે વમત નહી તે, મો લીયા ક નહીં?" ત્યારે વરહે જેને કહ્યુ જે "વમત તો લીધુ પણ લગન કરશે નહીં તે વાત જરૂર છે"

પછી પાદશાહે સામતસધણીને કહ્યુ જે "હવે લગ્ન લો" ત્યારે સામતસધણીએ કહ્યુ જે " [illegible] તો સાહેબ! અહીંઆ ૧૦ મહિના થયા ગયો છુ તે માટે મારે ગામ જઇને મારી પેનાશની ઉપજ નીપજ મળાગીને લગનનો સામાન ભેગો કરતા વરસ ૧ આશરે થશે અને પાદશાહ સાહેબ મારે ત્યાં પરણવા આવે તેવું ખરચ ઉપાડવાનુ મા ગજુ હાલ નથી તે માટે કંઈ સમજ ગયો" પછી પાદશાહે કહ્યુ જે "તમારે નાણુ જોઇએ તેટલુ અહીંઆથી લઇ જાઓ પણ હાલ લગ્ન ઠરાવો ત્યારે સામતસધણ કહે 'તમારુ નાણુ લઈને અમે લગ્ન કરીએ ત્યારે અમારી આબરૂ જગતમા વધે નહીં" પછી પાદશાહે આગ્રહ કરીને નાણાના ઉંટ ભરીને બીઓલ પહોચાડ્યા

પછી સામતસધણીએ એ નાણા વડે બીઓલ ગામનો કિલ્લો બનાવ્યો કોઠા બનાવ્યા તથા દારૂગોળી લડવાનો સામાન ભેગો કર્યો તથા શીરબંધી લોક ભેગા થયા પછી અમદાવાદ પાદશાહને કહાવી મોકલ્યુ જે પરણવા માટે પધારજો

હવે બીઓલથી આશરે ગાઉ ૧૪ ઉપર એક પહાડ જેવી ભયંકર જગ્યા છે તેમા ઘોડી પાવડી એવે નામે ઠેકાણુ છે, ત્યા એ સામતસધે મોટો મહેલ કરાવ્યો તથા ભોયરૂ મોટુ કરાવ્યુ તે એટલા માટે કે જો બીઓલથી નાસવુ તો અહીં આવવુ એ ઠેકાણે આજ પણ એ મહેલ તથા ભોયરૂ છે તેમા લોક કહે છે કે ધન ઘણુ ભર્યુ છે પણ ભમરાના ભયથી માહે કોઈ પેસી શકતુ નથી ત્યાથી આશરે ગાઉ [illegible] ઉપર [illegible]દારેશ્વર મહાદેવ

છે તેને લોકો કહે છે કે પાંડવની વારીના છે. તથા ત્યાંથી સાત ગાઉ ઉપર આશરે ઉંટડીઆ મહાદેવની જગ્યા છે તે પાંડવના અગાઉની છે એમ લોકો કહે છે.

પછી પાદશાહ પોતાની ફોજ લઇને પરણવા સારૂ બીઓલ નજીક આવ્યા અને ગામથી બે ગાઉ ઉપર મુકામ કર્યો. પછી સામતસંઘજીએ પોતાના ભાઇ તથા ભત્રીજાને પાદશાહ કને મોકલી પૂછાવ્યું જે "સાહેબ! મુસલમાનની નકા પઢશો કે હિન્દુની ચાલ પ્રમાણે વિવાહ કરીશું?" ત્યારે પાદશાહે કહ્યું જે નકા તો ઘણી વાર પઢયા છીએ. પણ હિંદુના પરણેતર જેયા નથી તે માટે હિંદુની રીતે પરણીશુ." પછી તેગણે કહ્યુ જે "આજ પાદશાહ સાહેબ અમારે ઘેર પરણવા પધાર્યા છે તે સારૂ અમે સારી તરેહથી વિવાહ કરીશુ, કેટલુક દારૂખાનુ ઉડાડીશુ, તથા ગલાલ ઊડાડીશું તથા અમારો હિન્દુનો ચાલ છે જે જાનવાળાની મશ્કરી કરવી, મીઠું છાટવું તથા કોઇ કાકરીચાળો કરે તે માટે તમારી ફોજવાળા એવું સાખે નહી અને કંઇકે ઉપર ઘા કરે. તો વિવાહમાથી તો મોટી લડાઈ પેદા થાય. તે માટે સરવેને સમજાવજો? બીઓલના માણસ કોઇ હરકત કરે તો તેની સાથે ટ ટો કરશો નહી."

પછી પાદશાહે પોતાના ફોજવાળા સરવેને કહ્યુ કે "ખબરદાર! કોઈ પાદશાહના હુકમ વિના કોઈ સાથે ટ ટો કરશો નહીં." પછી તે સામતસંઘજીના ભાઇએ કહ્યુ જે, "સાહેબ! આટલી તમારી ફોજ ઉભી રહે એટલી જગ્યા બીઓલના પાધરમા પણ નથી. માટે પ્રથમ મોટા મોટા ઉમરાવ પટાવતને મોકલવા, પછી તમારે પધારવું, પછી ફોજ આવે એવી રીતે કરવુ." એમ કહીને તે ગામમા આવ્યા.

પછી પાદશાહે પોતાના ઉમરાવ પટાવત જેટલા હતા તેટલાને આગળ કર્યા. તે પછવાડે પોતાની સ્વારી રાખી, તેની પછવાડે ફોજ રાખી. એમ બીઓલ નજીક આવ્યા તે વખતે બીઓલમા ૫૦૦૦ રજપૂત ભેળા થયા હતા. તે સર્વે બંદુકોમા ગોળીઓ ભરીને

તૈયાર ઉભા હતા તેણે ગામનો દરવાજો બંધ કરીને ગઢ ઉપરથી તામેગો છોડયો તેથી પાદશાહના કેટનાએક માણસ મરી ગયા પણ પાદશાહે જાણ્યુ કે એ તો હિંદુ લોકો ખુશીનુ દારૂખાનુ છોડે છે પણ પછી ઘણા માણસ મરેલા જોઇને જાણ્યુ જે આ તો દગાબાજી છે પછી દિવસ ૭ સુધી ત્યા લડાઇ ચાલી અને ઘણો માર લાગ્યાથી સામતસંઘે પોતાનો કબીલો ઘોડી પાવરીએ પોહોચાડયો પછી પોતે પણ નાહાસીને ઘોડી પાવરીએ ગયા અને પાદશાહની ફોજે બીલોન લૂટી પછી ત્યા માસ ૩ સુધી પાદશાહ બીલોન પાસે પડાવ કરી રહ્યા અને કોઇને વાવ પડધાવ વાસ્યો હશે તેની ત્યા રી તથા લડવાનો સામાન સ્લોક ભેગો કર્યો

પછી પાદશાહ બીજી ફોજ ટલીક મેગાવીને ઘોડી પાવરીએ લડવા સારૂ ગયા ત્યા ટલીએક ઝાડી કપાવીને ફોજ ચલાવી અને ત્યા સામતસંઘજી સાથે માસ ૬ સુધી મોટી લડાઈ ચલાવી ત્યા લોકો કહે છે કે સામતસંઘજી સોનારૂપાની ગોળીઓથી પાદશાહ સાથે લડયો, અને અંતે સામતસંઘ ત્યાથી નાશીને મારવાડમા ધુવાનો પાહાડ છે ત્યા ગયો

ત્યા જઈ એણે એ દીકરીને ઈડરના રાજાને પરણાવી, અને એ સામતસંઘના ગામ ૩૫૦ પાદશાહે કાયમ કર્યા પછી સામતસંઘે ૧૨ ૧૩ વરસ સુધી બારવટુ કર્યુ અને પાદશાહને ઘણી ઘણી હરકત કરી

પછી પાદશાહે ખાતરી આપીને તેડાવીને કહ્યુ જે, "તમારો ટીલો પાછો પાડીએ' ત્યારે સામતસંગે કહ્યુ જે "મારા ૩૫૦ ગામ પાછા આપો તો ટીલો પાછો પડે

પછી પાદશાહે દહેગામ પરગણાના ૮૪ ગામનો વાટો એ સામતસંઘજીને આપીને ટીલો પાછો પાડ્યો પછી સામતસંઘ બીલોદમા આવીને રહ્યા અને અત્યારે પણ તેના વંશના બીલોદના રજપૂત છે તેને વાટો દેગામના ગામો ક્યાંક ક્યાંક છે

પછી એ વરહા જેતાની બ્હેન લાલા ગુજરી ગઈ. તેને લોક કહે છે કે ઊનું દૂધ પીતાં આંતરડાં દાન્યા તેથી મરી ગઈ. તેના ઘણા સ્નેહથી તથા રૂપરંગથી પાદશાહ દીવાના જેવા થયા અને પોતાના દીવાનોને દેશાવરમાં એવી હિન્દુની કન્યા શોધવા સાર મોકલ્યા.

દીવાનોને ઘણા ઘણા મુલકમા હિન્દુ તથા મુસલમાનમાં કોઇ કન્યા લાલાના જેવી રૂપાળી જોવામા આવી નહી. પછી તે પાછા અમદાવાદમાં આવ્યા અને કહ્યું જે, એવી રૂપાળી કન્યા તો કંઈ મુલકમા નથી. પછી તો પાદશાહ ઘણા દીવાના થયા અને કોઈ દિવસ કચેરી પણ કરે નહીં તથા ઉદાસ રહે. પછી દીવાનોએ વિચાર્યું જે લાલા જેવી કન્યા બીજી મળશે ત્યારે જ પાદશાહનુ દિલ ઠેકાણે આવશે.

પછી પડધો (શોધ) કરનાર બ્રાહ્મણને ફરીથી કોઈ રૂપાળી કન્યાની તલાશ કરવાને મોકલ્યો. તે બ્રાહ્મણ ઘણા દેશાવર ફરતો ફરતો ચડોતરમા માતર ગામમા આવ્યો. ત્યાના રાજા જાતે સિસોદીઆ ઉદેપુરના રાજાના ભાઇ શાખે રાવલ નામે સતરશાલજી, તેને ઘેર ૬૬ ગામ હતા. તેની દીકરી રાણીબા નામે હતા તથા તેના દીકરા ૨ ભાણજી તથા ભોજજી હતા. તે દીકરી રૂપેરંગે ઘણી સારી હતી. તેને જોઇને બ્રાહ્મણ ઘણો ખુશી થયો અને જાણ્યુ જે આની વધામણી લઇને હુ જઇશ તો મને શીરપાવ મળશે. પછી તે પાદ-શાહના દીવાનો પાસે આવીને એ બ્રાહ્મણે કહ્યુ જે લાલાના જેવી રૂપરંગવાળી કન્યાની ખબર હુ લાવ્યો છુ. પછી તે દીવાને એ બ્રાહ્મણને શીરપાવ આપીને પૂછ્યુ ત્યારે બ્રાહ્મણે કહ્યું જે ચડોતરમા માતર ગામમા રાવલ સતરશાલજી રાજા છે, તેની દીકરી માહા રૂપ-વાળી છે. એવી બીજી કોઈ રાજાની દીકરી નથી.

પછી તે દીવાનોએ સતરશાલજીને અમદાવાદ તેડાવ્યો, અને ઘણું સન્માન કરીને કહ્યું જે "હે સતરશાલજી' તમારી દીકરીની પાદશાહની ગાદી સાથે સાદી કરો." ત્યારે સતરશાલજીએ કહ્યુ જે

"અમે હિન્દુ, અમારી દીકરીની સાદી અહીં થાય નહીં." ત્યારે દીવાનોએ કહ્યું જે "ઘણા હિન્દુ રાજાની દીકરીઓ પાદશાહના દરબારમાં છે." ત્યારે સતરશાલજીએ કહ્યું જે "એ હિન્દુ રાજા બીજા અને અમે બીજા." પછી દીવાનોએ કહ્યું જે "રાજીથી કરો તો ઠીક છે, નહીં તો અમે જબરજસ્તીથી પણ કરાવીશું."

પછી સતરશાલજીએ એ વાત નાકબૂલ કર્યાથી દીવાનોએ તેમને કેદ કર્યા. પછી તેની સ્ત્રીએ વિચાર કર્યો જે, "આ એક દીકરી મરી ગઈ એમજ જાણીશું પણ ઠાકોરના જીવનો બચાવ તથા આપણા ગરાસનો બચાવ આ સમે કરવો,"

એમ વિચારીને એ બાઇને ત્યાં મોકલાવ્યાં. એ બાઇ શણગાર ધરીને જે વખત પાદશાહ પાસે ગઈ તેજ વખત તેનું રૂપરંગ જોઇને પાદશાહ વિસ્મય થઇને બોલ્યા જે "ઓ લાલાં આઇ." ત્યારે તે બાઇએ કહ્યું જે "વે લાલાં તો વે ગઇ, હું ઓ લાલાં નહી."

પછી પાદશાહનો છત્ર ઠેકાણે આવ્યો. બીજે દિવસ કચેરી કરી. પછી પાદશાહે ખુશી થઇને સતરશાલની બેડીઓ તોડાવીને કચેરીમાં બોલાવીને શીરપાવ આપ્યો. તે વખત સતરશાલજીએ વિચાર્યું, "મેં કેદખાનું તો ભોગવ્યું, પણ મારે મુસલમાનોને દીકરી આપવી પડી નહીં તે બહુ સારૂં થયું."

પછી તે પોતાને ગામ ગયા. જહને જે વખત જમવા બેઠા તે વખત બોલ્યા જે "રાણીઆને જમવા બોલાવો." ત્યારે રાણીએ આઘાં જઇને પાછા આવીને કહ્યું જે "રાણીબા તો રમતમા બેઠાં છે તે ઉઠતાં નથી." ત્યારે સતરશાલજીએ ઘણો હઠ લીધો જે રાણીબા આવશે ત્યારેજ અમે જમવા બેસીશું. ત્યારે રાણી બોલ્યાં જે, "ઠાકોર! રાણીબાને તો અમદાવાદ પાદશાહના દરબારમાં બોલાવ્યા ત્યારે તમારૂં બંધીખાનું છુટયું. તે સાંભળીને સતરશાલજીના પેટમાં ફાળ પડી, અને બોલ્યા જે "હું ત્યાં મરી ગયો

હોત ત્યારે શું થાત? પણ મારી દીકરી મુસલમાનને ઘેર દેવાય નહીં. અમે ઉદેપુરના ભાઈ છીએ. અમે નકલંકી કહેવાઇએ છીએ. અમારે માથે આવું કલંક કોઇક દિવસ આવ્યું નથી તે તને ધિક્કાર છે કે મને કલંક બેસાડ્યું." તો રાણીએ કહ્યું જે " તમારા જીવને જોખમ થાત તેથી એ દીકરી જ મરી ગઈ એમ જાણીશું."

પછી રજપૂતે ઉઠીને તુરત તલવાર હાથમા લીધી. તે વખત રાણીએ કેડે બાથ ભરી. ત્યારે સતરસાલજીએ રાણીને જમીન પર પછાડીને તલવાર ઉઘાડી કરીને તેના તેમ પોતાના પેટ નાખીને મરી ગયા. તેનુ ખરચપાણી સારી રીતે તેના દીકરા ભોજજીએ કર્યું. પછી તે માતરનું રાજ પણ તે ભાઈઓએ ચલાવ્યું.

તે વાત મરવે અમદાવાદમા જાહેર થવાથી પાદશાહ તો મુસલમાન હતા તેથી તેમને તો ન્હાન કરવું પડે નહીં પણ રાણીબાએ બાપનુ સ્નાન કર્યું અને તેની મરવાની હકીકત સાંભળીને બાઇ ઘણા દિલગીર થયા. એ રાણીબાનુ મન ઉદાસ દેખીને પાદશાહે તેને સારુ મનાવવા કહ્યુ જે " તમારે હિન્દુ લોકમા કોઈ રાજા મરી જાય ત્યારે તેના દીકરા પાટ બેસે તે વખતે તેનો સારો સગો હોય તે શું કરે?" ત્યારે રાણીબાએ કહ્યુ જે, " સારો સગો કરમી હોય તો શિરપાવ આપીને શોક મૂકાવે." ત્યારે પાદશાહે કહ્યું જે "આપણે તમારા બે ભાઇને અહીં તેડાવીને શિરપાવ આપીને શોક છોડાવીએ."

એમ કહીને પાદશાહે તે બે ભાઇને તેડાવ્યા. તે અમદાવાદમા આવ્યા. પોતાની મેડીએ ઉતારો કર્યો. પાદશાહે ઘાસ દાણા વિગેરે સામાન ત્યાદા પોચાડ્યો. પછી પાદશાહે બે બાઇને કહ્યું: " તમારા ભાઈ આવ્યા છે તેને શિરપાવ આજ આપીશું." તે વખતે બાઇએ કહ્યુ જે કોના ભાઈ? અને કોની બેન? મારે ને એને લેવાદેવા નહીં." ત્યારે પાદશાહ કહે " કેમ એ તમારા ભાઈ નહીં?" એટલે બાઈએ કહ્યુ જે " હુ મુસલમાન થઈ અને એ હિંદુ

"અમે હિન્દુ, અમારી દીકરીની માટી અદી થાય નહી.' ત્યારે દીવાનોએ કહ્યુ જે "ઘણા હિન્દુ રાજાની દીકરીઓ પાદશાહના દરબારમા છે' ત્યારે મતરામાનજીએ કહ્યુ જે ' એ હિન્દુ રાજા બીજા અને અમે બીજા" પછી દીવાનોએ કહ્યુ જે "રાજીથી કરો તો ઠી છે, નહી તો અમે જબરજસ્તીથી પણ કરાવીશુ'

પછી સતરામાનજીએ એ વાત નાકબૂલ કર્યાથી દીવાનોએ તેમને કેદ કર્યા પછી તેની સ્ત્રીએ વિચાર કર્યો જે, "આ એક દીકરી મરી ગઈ એમજ જાણીશુ પણ ધણીના જીવનો બચાવ તથા આપણા ધરમનો બચાવ આ અમે કરવો,"

એમ વિચારીને એ બાઈને ત્યા તોનાવ્યા એ બાઇ શણગાર ધરીને જે વખત પાદશાહ પાસે ગઈ તેજ વખત તેનુ રૂપરંગ જોઇને પાદશાહ વિસ્મય થઇને બોલ્યા કે "ઓ નાના આઇ" ત્યારે તે બાઇએ કહ્યુ જે 'વે નાના તો વે ગએ, હુ ઓ નાના નહી'

પછી પાદશાહનો હુકમ કેમાણે આવ્યો બીજે દિવસ કચેરી કરી પછી પાદશાહે ખુશી થઇને સતરામાનની બેડીઓ તોડાવીને કચેરીમા બોલાવીને શીરપાવ આપ્યા તે વખત સતરામાનજીએ વિચાર્યુ, "મે દેખાનુ તો ભોગવુ પણ મારે મુસલમાનોને દીકરી આપવી પડી નહી તે બહુ સારુ થયુ

પછી તે પોતાને ગામ ગયા જઇને જે વખત જમવા બેઠા તે વખત બોલ્યા જે 'રાણીમાને જમવા બોલાવો' ત્યારે રાણીએ આઘા જઇને પાછા આવીને કહ્યુ જે રાણીમા તો રમનમા બેઠા છે તે ઉઠતા નથી' ત્યારે સતરામાનજીએ ઘણો હઠ લીધો જે રાણીમા આવશે ત્યારેજ અમે જમવા બેસીશુ ત્યારે રાણી બોલ્યા જે, "ઠાકોર' રાણીમાને તો અમદાવાદ પાદશાહના દરબારમા બોલાવ્યા ત્યારે તમારૂ બંધીખાનુ છૂટયુ તે સાંભળીને સતરામાનજીના પેટમા ફાળ પડી અને બોલ્યા જે ' હૂ ત્યા મરી ગયો

તોન ત્યારે શું થાત? પણ મારી દીકરી મુગ્ધાભાનને ઘેર દેવાય નહીં અમે ઉદેપુરના ભાઈ છીએ. અમે નકલંકી કહેવાઇએ છીએ અમારે માથે આવુ કલંક કોઇક દિવસ આવ્યુ નથી તે તને ધિક્કાર છે કે મને કલંક બેસાડ્યુ" તો રાણીએ કહ્યું જે "તમારા જીવને જોખમ થાત તેથી એ દીકરી જ મરી ગઈ એમ જાણીશુ."

પછી રજપૂતે ઉઠીને તુરત તરવાર હાથમા લીધી. તે વખત રાણીએ કેડે બાથ ભરી ત્યારે સતરસાલજીએ રાણીને જમીન પર પછાડીને તરવાર ઉપાડી કરીને તેના તેમ પોતાના પેટ નાખીને મરી ગયા તેનુ ખરચપાણી સારી રીતે તેના દીકરા ભોજજીએ કર્યું. પછી તે માતરનુ રાજ પણ તે ભાઈઓએ ચલાવ્યુ

તે વાત સરવે અમદાવાદમા જાહેર થવાથી પાદશાહ તો મુસલમાન હતા તેથી તેમને તો સ્નાન કરવુ પડે નહીં પણ રાણીસાએ બાપનુ સ્નાન કર્યુ અને તેની મરવાની હકીકત સાભળીને બાહુ ઘણા દિલગીર થયા એ રાણીસાનુ મન ઉદાસ દેખીને પાદશાહે તેને સારૂ મનાવવા કહ્યુ જે "તમારે હિન્દુ લોકમા કોઈ રાજા મરી જાય ત્યારે તેના દીકરા પાટ બેસે તે વખતે તેનો સારો સગો હોય તે શુ કરે?" ત્યારે રાણીસાએ કહ્યુ જે, "સારો સગો કરમી હોય તો શિરપાવ આપીને શોક મૂકાવે' ત્યારે પાદશાહે કહ્યુ જે "આપણે તમારા બે ભાઇને અહીં તેડાવીને શિરપાવ આપીને શોક છોડાવીએ."

એમ કહીને પાદશાહે તે બે ભાઇને તેડાવ્યા તે અમદાવાદમા આવ્યા પોતાની મેડીએ ઉતારો કર્યો પાદશાહે ઘાસ દાણા વિગેરે સામાન ત્યાહા પોચાડયો. પછી પાદશાહે એ બાઇને કહ્યુ "તમારા ભાઈ આવ્યા છે તેને શિરપાવ આજ આપીશુ" તે વખતે બાઇએ કહ્યુ જે કોના ભાઈ? અને કોની બેન? મારે ને એને બોલાવેવા નહીં" ત્યારે પાદશાહ કહે "કેમ એ તમારા ભાઈ નહીં?" એટલે બાઈએ કહ્યુ જે "હુ મુસલમાન થઈ અને એ હિંદુ

માટે અમારે જમવા વહેવાર નહીં ને મારા હાથનું પાણી પણ પીશે નહીં તે માટે એ ભાઈ શેના? અને હું બેન શેની?' પછી પાદશાહે કહ્યું જે "ત્યારે આજ તમારી કરેલ રસોઈ એમને જમાડવી' તે સાંભળીને બાઈએ વિચાર્યું જે મેં તો ઠીક ધાર્યું હતું, પણ આ તો ઊલટું પડ્યું

પછી પાદશાહે તે બે ભાઈઓને બોલાવ્યા ને શિરપાવ લેવાની ઉમેદથી પાદશાહના દરબારમાં આવીને પોતાની બહેનના મહેલમાં બેઠા હતા, તે વખત એકાન્ત જાણીને બાઈએ કહ્યું જે "ધિક્કાર છે તમને બે ભાઈઓને જે મને અહીં મુસલમાનને ઘેર આપી તે માટે સતરસાલજી પેટ નાખીને મરી ગયા અને તેના દીકરા તમે અહિં વટલાવા સારૂ આવ્યા છો અને શિરપાવની ઉમેદ રાખો છો?'

એવું ૧૨ વરસ સુધી ચાલ્યું, તથા ઘણી ઘણી લડાઈ થઈ અને કેટલાક રજપૂતો સામા લડીને મૂઆ. તેમનાં ગામ રાજપીપલા, ચાપાનેર પાસે છે. તેની પછવાડે આશરે ૩૫૦ ગામ છે.

રાજપીપળાનો રાજા ઠાકોર હરિસંઘજી ગોહેલ હતા. તેના દરબારમાં એક સમે મોતી સારાં નજરાણામાં આવ્યાં હતાં. તેનો હાર કરીને રાણીને આપ્યો. તે વખતે કહ્યું હતું જે આ મોતીમાં પાણી છે. પછી જે વખતે પાદશાહ સાથે લડાઈ થઈ અને નાસવું પડ્યું. ત્યાં જંગલમાં રાજા તરસ્યો થયો તે વખત રાણીએ કહ્યું જે તમે કહેતા હતા જે આ મોતીમાં પાણી છે.

કવિત્ત( એકત્રીસું )

સાજાકા સુલતાન આર, કે પચઠોજ ખેંતાબ ॥
શેષના સાંહાનો ભાર, મરા નિહલાની હે ॥
મરે રજપૂત શરે, માહાપૂરે રેવાહુરે ॥
આસપાસ ભયે ધૂર લાલ રંગ પાની હેં ॥
સુલતાન તેરે ત્રાસ, પીહુનમે છોલે પરે ॥
કંદ મુલખાની લાગી, બોમી એકી રાની હે ॥
તોર તોર હાર અપછરા લે, નિચોવે મુખ ॥
તુમ જો કહંત કથ, મુગતા મેં પાની હેં ॥ ॥ ૧ ॥

કવિત્ત

ધીર છોડી ચાલો રાજા, ચીર ઓઢા રાનીકો ॥ ૨ ॥
× × × × ×[૧]

પછી એ રાજપીપલાનો રાજા નાશીને ઝાલમા ગયો. એ વિંધ્યાચલના પાહાડમા છે. ત્યા છાપરા બાંધીને રહ્યા. ત્યાં કોઈ કવીશ્વર એવી વખતમા જાચવા ગયો. તેને રાજાએ હાથી આપ્યો. તે હરિસંઘના ભાઈ રાજા રાયસંગે આપ્યો.

૧. મૂળમાં આ કવિત્ત આટલેથી જ અધુરૂ છે.

દુહો–ગયા સંગન જયશ્રો, જગન રોપત સાથ
જે વેગ અગન ગધતા, સો ગજબંધ કીઆ ॥ ૧ ॥

પછી તેણે બાગડ્ડુ બોગરીને પાશાહ પાસેથી પોતાનો ગગરા નગ્મ ૧૨ ને આશરે લીધો તેના વગના આજ સુધી ત્યાંનુ ગાજ કરે છે

ઉપર કહેલા ગયમધનો ગોહરો.

થગ દીડા જળ પર તાગ ॥ મેના પાતક પેશાહુ
બલિહારી દેશકુ જાહા રાઆમધ નરેશ ॥ ૨ ॥

પછી જેટલા રજપૂતો વટલાણા તેટલાની નાત એક બંધાણી છે, તેનુ નામ મોલેસલામ કહેવાય છે પણ આજ સુધી તે હિન્દુનો ધરમ કેટલાએક ગણે છે, પણ તેની નાતમા મરે તેને જરૂર દાટે છે, તથા તેની બાયડીઓ પણ હિંદુસ્થાની વેશ રાખે છે, પણ તે નાત મુસલમાન ગણાય છે અને તેની સોગની રાખેલી રહી છે, તથા તેના વડીલના ભાટ તેની વસાવતી વાંચે છે અને વિવાહમા કલમો પડે છે, પણ હિન્દુની રીત થોડીક રાખે છે

વડોદરાના એક દિવસ જાચવા સારૂ ગયા. તેને અન ખાવા પણ આપ્યુ નહીં, તથા કંઈ દાન પણ આપ્યું નહી. એટલે બારોટે તેની નિંદાનુ કવિત્ત કહ્યુ —

અવા મેવ બાધી પરી મેઆ લગ આવીઓ,
કવિ વે દુવા પામે નહી રજક વેવા,
ભગવનસઘ તણા દરબારમા ભાઈઓ,
ભૂખ ને દુખ દો થયા ભેવા. ૧

કુંવર કાકા તણો તેણુ માડુ કહે,
તેણ ખાવા તણો ઘણો જ ત્રોટો,
રાણીયા રોદણા રૂવે સૌ રાજમા,
મેડીએ બારીઓ રૂવે મોટી ૨

સાત વાતે કરી વનાવીઓ વાણીઓ,
શીદને નકારી ભૂપ શેવો,
માડવે[1] જાઓ હરી નવેનિધ મેલશે,
જ્યાહા જિતસધ જલધાર જેવો. ૩

એટલે એ બારોટને જીતસંઘે સારી પેઠે કાંઈ આપ્યું હશે તેથી તેની તારીફ કરી

એ બાવન ગામોના રજપૂતોને વટલાવ્યા, પણ તેમા કેટલાએક ભાઇઓ વટલાયા નથી, અને આજ પણ એ ગામોમા તેના વંશના રજપૂત ક્યાઇક છે, અને ક્યાઇક નથી. એમ ઉથલપાથલ હોવ તો થઈ ગયું છે.

---

૧ રસોઈ પાસે જાદવ રાજા